# કેશરબા.

ઐતિહાસિક નવલ.

પ્રસિદ્ધ કરનાર
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.
ત્રણ દરવાજા અમદાવાદ.



# કેશરબા.

## ઐતિહાસિક નવલ.

પ્રસિદ્ધ કરનાર
**મહાદેવ રામચંદ્ર જાગુટે બુકસેલર.**
ત્રણ દરવાજા અમદાવાદ.

---

અમદાવાદ.
“ધી જોને [illegible]



# ઉપોદ્ઘાત.

હાલમાં જોકે સંસારીક નવલકથા સાથે ઐતિહાસીક સ્પર્ધા કરી શકે એમ નથી, પણ અગત્યતા તો સર્વને માન્ય છે એતો નિઃસંશય છે, પણ તે તરફ હાલ જન સમાજનું બહુ આછું વલણ છે.

આ નવલકથાનો વિષય અતિહાસીક છે. આ નવલકથા કાઠીઆવાડમાં બનેલાં એક જુનાં વ્રતાંતપરથી યોજેલી છે. નામ તથા સ્થળોમાં ઘણો ફેરફાર કરી નાંખ્યો છે કારણ જે ગામ ઈતિહાસમાં લખેલાં માલુમ પડે છે તે હાલ કોણ જાણે કયાં કાલચક્ર નીચે ચગદાઈ વિલુપ્ત થયેલાં માલુમ પડે છે, ને તેની જગ્યાએ નવા ગામો વસી ગયાં છે, તે વખતના જંગલો, રસ્તાઓ તથા જન સમાજમાં પણ એક વિલક્ષણ ફેરફાર થયેલો માલુમ પડે છે.

ઐતિહાસીક નવલકથા લખવાનો સ્તુત્ય પ્રચાર રા૦ મણીલાલ છબારામ ભટ્ટે કર્યો છે. તે ખરેખર અભિવંદનીય છે. જે સાથે મારી નાનીશી પ્રસ્તાવનાનો હું અંત આણું છું તથા જનસમાજની વૃત્તી કેવી છે? તે જોતાં સુધી મુનિવ્રત્ત ધારણ કરવું ઉત્તમ ગણું છું.

અમદાવાદ. } કર્તા.

તા૦ ૪-૮-૧૯૦૫



# અનુક્રમણિકા

# કેશરબા.

## ૧

## ગીરાસીઆ મંડળ.

સ્હાંજ રાત્રીમાં પલટાતી હતી. સૂર્યદેવ સમુદ્ર તટપર શયન કરી ગયા હતા. કાંઇ સર્વ સ્થળે ધીરૂં ધીરૂં ચંદ્રનું તેજ નયન ઠારતું સ્યામ રંગ તોડતું બ્હાર નીકળતું જણાતું હતું. જનસમાજ કાંઇ નિવૃત્તીપર આવતો લાગતો હતો. બારણામાં ખાટલા ઢાળી હુક્કા ગડગડાવતા કેટલાટ ગામ ગપાટા, સીમ ગપાટા, હાંકતા બેઠા હતા. આ વખતે ગણોસરાના ચોરામાં આઠ દસ ગીરાસીયા હુક્કા ગુડગુડાવતા બેઠા હતા. ગણોસરૂં એક નાનું પણ રમણીય ગામ છે. આસપાસ થોડાં ઘણાં આછાં જંગલો છે. જે ગણોસરાની શોભામાં અત્યંત વધારો કરતાં, ગામને પુર્વભાગે એક નાનુંશુ વ્હેળીયું વ્હેતું હતું તેપણ તે ભાગની સોભા વધારતું. ચોરો ગામના મધ્યભાગે આવેલો હતો, તે કાળા પત્થરનો બાંધેલો હતો, તેનાપર નાનુંસરખું છાપરૂં નાંખેલું હતું. આ ચોરાપર સ્હાંજના હમેશાં ગીરાસીઆ કસુંબા પીવા બેસતા. અત્યારે પણ ગીરાસીઆ મંડળ સર્વ ભેગુ થયું હતું. કોઇ અફીણ ઘુંટતા—કોઇ નાસ્તાનું તૈયાર કરતા ને થોડાક મોટેરા ગામ ગપાટા હાંકતા—એવી રીતે સર્વ જણ કંઇપણ કાર્યમાં ગુંથાયેલો માલુમ પડતો હતો.

ગીરાસીઆ મંડળમાંથી એક જણ બોલ્યો ‘ભલા સરવણ કાંઇ લડાવો તો ખરા.’

સરવણ—‘બાપુ, કહો ત્યાંની કહું, કહો તો આમ દિલ્હીનું કહું નહી તો છેક લંકાની પેલી કોરની કહું ?’

ભુપસીંહ—‘સરવણ, છેટે કોણ જાય, કોઇ કાઠીની વાત સંભળાવો તો બે ઘડી આનંદ થાય ને કસુંબા તૈયાર થાય.’

સર્વાનુમતે કોઇ કાઠી રાજાની વાત કહેવાની નક્કી થઇ. સરવણુ હાથ દાબી, બે ચાર ખુંખારા કરી વાત કહેવી શરૂ કરી.

'બાપુ, કાઠી રાજાની મહત્તા કોણ ગાઈ શકે એવું છે? એમના પરાક્રમ તો ખરે બાપુ બાયલાને શુર બનાવે એવાં છે, હા હા કાઠી કાઠી રાજાઓ, એમ કરતાં કરતાં સરવણુનો સાદ બહુ વધ્યો, નયનો કાંઇ ઉંચાં ચડયાં ને હસ્તોએ કાંઇ નૃત્ય આરંભ્યું, 'બાપુ કાળરોખા વાઘેલાની તો બલીહારીજ રહી ગઇ છે, ખમા બાપુ, ખમા બાપુ કાઠી રાજા કદમસીંહ જે દી ધુમલી લેવા ચડયા તે દીની વાત આપ જાણોછો, તે દી અફીણની લ્હેરમાં ભંગ પાડનાર બાપુ એ કાઠી રાજાનો દીકરો,–ત્યા તો સરવણુને અટકાવતો રામસીંહ બોલ્યો 'સરવણુ, બીજાની કહો, એતો જાણીએ છીયે, ખોટી ખોટી મા હાંકો' સરવણુ—'લ્યો બાપુની મરજી, પણ કસુંબા તૈયાર થયા કે નહી' 'હા, હા, થાય છે, કરતાં કરતાં સૌએ જવાબ વાળ્યો. સરવણે બુઢાની સ્હેજ ઢોલી કરી, ફાળીયું જરા આઘેરૂં કરી ધીમે ધીમે તે લહાવવા લાગ્યા.

'બાપુને શું કહું, આજથી સાતસેં વર્ષપર રાજા રોડીયાર થઇ ગયા બાપુ! એ સમો નહી દાતાર, રાજા રોડીઆર, એમ કરી લલકારતાં આગળ ચલાવ્યું 'એની ખ્યાતિ તો આપ જાણો છો, કાં રાણસીંહ! દમ લ્યોછો કે, તમારા તો આઠ પેઢીપર સગા થાય, એની છોકરી ગુમકબાને તો આપ જાણોછો, એ બા ભારે રૂપાળાં હતાં, એમના રૂપની વાત ચારે કોર મસરેલી હતી, બોડીઆનો ત્રાસ, બા કુંવારાને રૂપાળાં–રાજાજી બહુ ઘસાતા એમ ધીમે ધીમે માથું હલાવતાં અવનવા હાવ ભાવ કરતાં સરવણુ વાત લલકારે જતા હતા ત્યાં એને અચકાવનારો સાદ સંભળાયો–એ સાદ રામભાનો હતો રામભા રાણાનો ખાસ ખવાસ હતો–તે બોલ્યો 'સરવણુ! બંધ કરો, બહુ થઈ, બાપુ, આપને સર્વને હજુર બોલાવે છે ને સરવણુ તમને દોઢીએ લઇ જવાના છે.

સૌને રંગમાં ભંગ પડયો, મોઢાં કસાણાં કીધાં-આજ મ્હારા સમ, ને તમારા સમ ને એક પ્યાલી, દાજીભા લ્યો બીજી-ને લીધા વગર ન ચાલે એવાં બધાં તાણના વાકયો કોરે રહી ગયાં કસુંબો પીવાઈ રહયો–સો તૈયાર થઈ મહેલ તરફ ચાલી નીકળ્યા.

## ૨

## ખાનગી કચેરી.

રાજ્ય મહેલ ગણોસરાના ઉત્તર ભાગમાં આવેલો હતો, પત્થરનો બાંધેલો હતો, આસપાસ એક ઉંચો ફરતો કોટ હતો જેમાં જનાનખાનું પણ આવી રહેલું હતું, કોટમાં એક મોટો દરવાજો હતો જયાં ચોકી પેરા રહેતા, ત્યાં સર્વ ગીરાસીયા મંડળ લોડતું લોડતું આવી પહોચ્યું. મ્હેરેગીરે સલામ કીધી, ગીરાસીયા મંડળ આગળ ચાલ્યું. રાણો અત્યારે એક મોટા ખંડમાં બેઠેલો હતો તેના મુખપર વિરની છાપ જણાતી હતી, તે સહેજ ગારવર્ણો હતો તથા બાંધી દડી ને મજબુત અવયવોના જણાતો હતો. અસલનાં મોટાઇની નીશાની–મોટી નળીવાળો હુકકો રૂપાની ઘુઘરીવાળો પડેલ હતો. પાસે રાજ પુરોહીત તથા બાજા બેચાર ગીરાસીઆ બેઠેલા હતા. ખવાસો પંખો નાંખતા, પગ ચપતા બેઠા હતા. ખંડ સાદી પણ શોભીતી ચીજથી શણગારાયલો હતો સર્વ ગીરાસીયા મંડળ આવી પહોચ્યુ. નીચા વળી સલામ કરી યોગ્યતા પ્રમાણે ગાલીચાપર બેઠક લીધી.

રાણે ખુંખારી કહ્યું ‘ કયાં રામભા ! રસીયો જણાય છે કેટલીવાર ’

ભુપસીંહ– ‘ બાપુ કસુંબા રેડાતા હતા ’

રાણો– ‘ ઠીક છે, આંહી ન્હોતા ’

રાણુસીંહ– ' પણ ગરીબપરવર, એ પણ આપનું છે, આ મારૂં શું છે ' રાજપુરોહીત વચમાં ભંગાણ પાડતો બોલ્યો ' સ-ર્વાધીરાજ, આજ્ઞા હોયતો આજનો વિષય કહી સંભળાવું. '

રાણાએ આજ્ઞામાં ડોકું ધુણાવ્યું. રાજપુરોહીતે વાત શરૂ કરી ' કુંવરી કેસરબાને ૧૬ મું વર્ષ જાય છે, કન્યાકાળ વિતી ગયો, શાસ્ત્રાનુસાર મહારાણા ગુનેહગાર ગણાય માટે બાપુની મરજી એમને કોઇ સારે ઠેકાણે નાખી દેવાની છે, ને બધેય બાપુને કહું હું થોડો થોડો આથડી આવેલ એથી જાણું છું કે વાઘેલાના કુળ દીપક બાપુ રાવળ કુંવરીબાને લાયક છે–ત્યાં દઈયે તો કાંઈ હીણપત નથી ને ?

રાણો– ' હવે ભાયાતો, વિચાર કરી જવાબ આપો '

ભુપસીંહ વીચાર કરતો બોલ્યો ' ખમા બાપુને, પણ વા-ઘેલા કડવા છે, મીઠી વેલ ભેળતા વિચાર કરશો તો ઠીક છે. નહી તો પછી બાપુની મરજી

રામસીંહ ભવાં ચઢાવતાં બોલ્યો ' હજુર, વાઘેલાની રગે ર-ગે ઝેર છે, અમૃતના પ્યાલાને શા માટે વિષમય બનાવો છો ? ' આવી રીતે ક્રમવાર સર્વ અભિપ્રાય દર્શાવતા હતા, તેવામાં બી-જાને દાબી દેતો એક યુવાન ગીરાસીઓ બોલી ઊઠયો ' ખમા રાણાને, વાઘેલાને હું જાણું છું, એમની તરવાર વિષયી છે, બાપુ જાજા વિલાસ ઈચ્છે છે '

રાજપુરોહીત આમ પોતાની સામે સર્વ પક્ષ જતો જોઈ કાંઈ અકળાઈને બોલ્યો ' રંગ રાઠોડને રંગ, કુળ લજવ્યું કે ભલે બ્હીના વાઘેલાની તરવારથી આ વાકયો સાંભળતા જોરૂભાનો મીજાસ ફરી ગયો, ઉભો થઇ પુરોહીતની ગળચી દાબીને મારવા કટાર કાઢી ત્યાંતો રાણો બુમ પાડી ઉઠયો ' જોરૂ, જોરૂ, જાવા દે જાવા દે, પાપમાં પડીશ, જાજી અક્કલ વગરનો છે. રાણાનાં વાકયો

સાંભળતાં જોરૂએ પુરોહીતને છોડચો ને આ માંગલીક પ્રસંગ પર બોલાવેલું મંડળ બ્રહ્મ લોહીથી ખરડાતું બચ્યું.

આખરે જે કામ પુરોહીતથી ન થયું તે કામ મંત્રીએ કર્યું–તે ઘણું ધીમે સાદ બોલ્યો 'ભલા રાજયના સ્તંભો, રાણાના જમણા હાથ ! આપણને પુરોહીતનું કહેવું માન્ય નથી, તો હવે બીજું કયું આપ બતાવોછો. કાંઇ બા સાહેબને કુંવારાં નહી રખાય ને ?'

સૌ ગીરાસીઆ મંડળ વિચારમાં પડયું, શોધ ખોળ ચાલી કોઇ કદરૂપો તો કોઈ શુર નહી; તો વળી કોઇ સાથે સલાહ નહી, કોઈ કુળ નીચાં વિગેરે તપાસ થઈ પણ કાંઇ ફાવ્યું નહી ત્યારે સૌએ દુઃખી દીલે બાપુ રાવળ સાથે વિવાહની હા ભણી.

૩

## લગન તૈયારી.

ગણોસરામાં શુભ દીન આવ્યો. લગ્નની ભારે તૈયારીઓ થવા માંડી. સ્નેહી, સબધી વિ. ને પત્રા મોકલાવ્યા. શહેરમાં સમાર કામ ચાલ્યું, સંભળાયું કે કુંવર હાથેવાળે પરણી જશે તેથી રાણો વધુ ખર્ચ કરવા લાગ્યો, વર્ષ સારૂ પાકયું હતું તેથી લોકોએ પણ પોતાની રાજાના એકની એક કુંવરીના લગ્ન વખતે ધામધુમ કરી પુર્ણ ઉત્સાહ બતાવવામાં પાછી પાની ન કરવી એવો ઠરાવ કીધો. કારીગરોને કામ જડયું, મ્હેલ રંગાવવા માંડયો રાચરચીલાં ગોઠવવામાં આવ્યાં. ગણોસરાના દરેક ઘરમાં આનંદ ઉમંગ નીરખાતો હતો. રાજમહેલમાં પણ ઘણો આનંદ દેખાતો હતો. પોષકો તૈયાર થવા માંડયા. વડારણો પણ ધીમે ધીમે ડોલતી ડોલતી જાણે કામમાંથી પરવાર ન હોય તેમ ફરતી જણાતી હતી. સર્વ દરબારી આદમી પણ લગ્ન વાસ્તે તૈયારીઓ કરવા

મડી ગયા, ઉતારા, ચોરા વિગેરેને સમરાવવામાં આવ્યા. જાનેયા વાસ્તે ખાસ રીતે મકાનોને શણગારવામાં આવ્યાં, અમલદાર વ ર્ગને કામ બહુ વધી પડયું જુની તોપો વિગેરે સાફ થવા માંડી, સૌના કરતાં કેશરબાની વ્હારણોનો ભભકો ભારે હતો. લગ્નનો દિવસ પણ નક્કી થઈ ગયો હતો.

## ૪

## કુંવારી કેશરબા.

રાત્રીના નવ વાગ્યા છે. પ્હેલાં ગણોસરું અત્યારે તો કયા રનુંએ ઘણું ખરું શાંત થતું ફક્ત ચોકીયાતનાજ સાદ સંભળાતા પણ લગ્નને લીધે ગણોશરું રાતના બાર વાગ્યા સુધી જાગતું ને પાછું સવારમાં ચાર વાગ્યામાં ઉઠતું હતું. ચંદ્ર અત્યારે ધીમે ધીમે બહાર નીકળતો હતો જેનુ તેજ અગાસીમાં બેઠેલી કેશરબાપર પડતું હતું તેની મુખકાન્તિને અનુપમ શોભા આપતું હતું. કેશરબા રાણાની એકની એક પુત્રી હતી. તેનું વય ને શરીરનો બાંધો સરખા પ્રમાણમાં આવી રહેલાંહતાં તેનું કપાલ ભવ્ય હતું જેમાં તેના સૌ ભાગ્યનો ચાંદ સરોવરમાં ખીલેલાં કમળ જેવો જણાતો હતો. તેનુ નવયૌવન ચંદ્રપતિ જોઈ કુમુદપતિ વિકસે તેમ વિકસેલું હતું. તેના કેશ કાંઈ છુટા છવાયા તેની મયુર ગરદનપર થઈ છેક કટી સુધી આવેલા હતા. તેની આંખો રહેજ ઝીણી પણ ચકોર હતી. મુખ પ્રભાત કમલ પેઠે ખીલેલું હતુ. તેના સર્વ અવયવો ઘાટમાં હતા. તેના મુખપર ભર યૌવનની છાપ જણાતી હતી. તેની ગૌરકાન્તિ ચંદ્રના તેજ સાથે મિલી જઈ [illegible] અનુપ શોભા વધારતી હતી. તેના ગાલ કાંઈ તેની છાતી સાથે શરત દોડતા લાગતા હતા. તેનું તીખું નાક કાંઈક અધર સાથે વાત કરતું જણાતું હતું. તેના [illegible] હતો, તેનું બોલવું મીઠું [illegible] હતું. તેની [illegible] તેના

લગ્નનો શુભ અવસર સુચવતી પોથીથી રંગાયેલી હતી જે નભ માં ઉગતી ઉષા જેવી જણાતી હતી. ગળામાં હીરાનો હાર હતો. જે તેનું ખીલતું યૌવન બતાવી આપતો હતો. તેના કંકણો તેના સિતારમાં સુર ભેળતા હતા. રાગ વધ્યો, રાત્રી વધી, ચન્દ્ર-દેવ યાત્રા પુરી કરવા ઘણા આતુર હતા. પણ આ બાળાના કંઠ-રસનું પાન કરવા ઘડીભર પોતાના સંઘ સાથે અટકેલા દેખાતા હતા. કેસરબા અત્યારે ભજન ગાતી બેઠી હતી. રાત્રી બહુ જવા થી વડારણે કહ્યું બાપુ, રાત ઝાઝી ગઈ સુઈ જાઓ, શરીર બગ ડગશે તો વિવાહમાં કનડગત થશે. આ વેણ જાણે ન સાંભળ્યાં હોય તેમ કેસરબા ભજનમાં મસુગુલ રહી. વડારણો બીજી સુઈ ગઈ હતી. આ ઘરડી વડારણ બબડતી કરતી થાકની મારી ઉંઘી ગઇ, રાત્રીના અગીઆર વાગ્યા, કેસરબાને ફરીવાર કુમલી બાઈયે કહ્યું પણ કાંઈ ગણકારયું નહી. કેસરબાએ ભજન કરતાં રવેશ ભણી નજર કીધી. બોલી ઉઠી 'કોણ મોંઘી, વાઃ મોંઘલી, અત્યા રે કયાંથી આવી, કાંઈ ગામ ગપાટા લાવી છે!'

મોંઘી—'બાપુ ! ગામ ગપાટા તો કાંઈ નહી, પણ દુઃખ રડવા આવીછું'

કેસરબા—'શું દુઃખ છે ? કોણ દાદીમા લાઠયાં કે?'

મોંઘી—'ના, બા, ના, હવે તમે જાશો, પછી અમારો કોણ ભાવ પુછશે, તમે તો સાથે કોણ જાણે કોને લઇ જશો.

કેશરબા—'મોંઘી, તું સદાનીજ એવી, ત્હારે આવવું હોય તો તું આવજે, ઠાલી રડે શું કામ ?'

આવી રીતે મોંઘીએ એકાંત જોઇ કેસરબા પાસે પોતાને સાથે સાસરે લઇ જવાનું વચન લેવડાવ્યું—મોંઘી બીચારી એક ગરીબ ખવાસની છોડી હતી પણ રૂપવાન હતી. બહુ રમતી આળ ને કાંઇક હસતી હતી. પાછી પેલી ઘરડી વડારણ જાગી ને

**કેસરબા તથા મોંઘીને સુઇ જવા ધમકાવ્યાં. મોંઘીનેય નીદ્રાદેવી એ ઘેરી હતી જેથી બેઉ જણાં શયનગૃહ તરફ ગયાં.**

## ૫

## સામૈયુ.

સ્હવાર થયું. કુકરેકુકના અવાજ સંભળાયા, સુર્યદેવના દર્શન થયાં, ચોઘડીઆં વાગ્યાં. મંદીરો વિ. આરતીથી ગાજી રહ્યાં, આજ દરબારગઢ જોવા દરેક સ્ત્રીઓ ત્યાં આગળ થઈ પાણી ભરવા જતી હતી, સલામતીના બ્હાર થયા આજ કાંઈ ગણોસરા માં અવનવો ઉત્સાહ જણાતો હતો. દરબારગઢમાં ભારે ધમાલ હતી. આજ રાણો પણ વ્હેલો જાગ્યો હતો, તે અત્યારે પ્રભાતનું કાર્ય પરવારી એક મોટા ખંડમાં એક ઉંચા આસનપર બેઠેલો હતો. હુક્કામાંથી ધુમાડા નીકળે જતા હતા. ખંડ શાંત હતો. ત્યાંતો મંત્રી આવ્યો. રાણાએ ખુંખારો પુછયું 'કયાં દિવાન સાબ! બધુ તૈયાર કીધું કે?' મંત્રી બોલ્યો, ખમા ધણીને, જયાં આપની આણ વરતે ત્યાં કોણ આળસ કરે એવું છે. રાણો સ્હેજ મુંછમાં હસ્યો ને બોલ્યો કુંવરીબા જાગ્યાં? જા રામભા તપાસ કર. રાણાએ બે ત્રણ દમ માર્યા. રામભા તપાસ કરી આ વ્યો ખબર આપી, કે બાસાહેબ તો કયારનાએ તૈયાર થયાં છે.

ભુપસીંહ—બાપુ! વિવાહનો દન છે, ફરી કાંઈ આવે છે.

ઢોલ, શરણાઇના અવાજ કાનને ભેદવા લાગ્યા. ઘોડાઓનો ઘણઘણાટ રાજય મ્હેલમાં સ્વારી સુચવતો હતો. હાથીઓ બહા ર ઝોકાં ખાતા ઉભા હતા. રાજપુરોહીત પુજાપાનો સામાન લઈ દોડધામ કરતો હતો. આઠ વાગ્યાનું સામૈયાનું મુહુત હતું. વાઘે લાઓ આજે ખાંડુ લઈ આવવાના હતા. સુર્યદેવ ઉંચે ચડયા આ ઠ વાગયા. સામૈયું નીકળ્યું. ડંકો, નિશાન અગાડી ચાલ્યાં. દિવા નસાહેબ તથા નગર શેઠ તથા બીજા સભાવિત ગૃહસ્થો તથા

રાજ્યના મુખ્ય ભાયાતો સામૈયામાં હતા. સૌ પાદરે આવી મુકામ નાંખ્યો. નવ વાગ્યા, દસ વાગ્યા, સુર્યદેવ માથે આવવા લાગયા પણ કાંઈ વાઘેલા જણાયા નહી. પુરોહીતે શકુન સારાં થયાં નહી એવુ જણાવ્યું. ભાયાત વર્ગ અપમાન માનવા લાગયો. સર્વ સ્થળે ખળભળાટ મોલુમ પડયો, પણ એટલામાં નીશાન જણાયું, ડંકા સંભળાયો, માનમાં તોપો, બંદુકો ફુટી, સૌ ધીમે ધીમે અગાડી આવ્યા. સરવે મળીને યોગ્ય સત્કાર વાઘેલાને આપ્યો તથા વાજતે ગાજતે ગામમાં લાવી યોગ્યતા પ્રમાણે સર્વને ઉતારો આપ્યો.

૬

## દરબાર

કેસરબાને સાસરે વળાવવાની તઈયારીઓ થવા માંડી. રાણાએ બે દી રહી મેમાનગીરી લેવા ઘણાં આગ્રહ કર્યાં પણ સરદારે માન્યું નહી કારણ વાઘેલા હાલ ભીડમાં હતા. સર્વ પુજાઓ કરવાની, તે પુરોહીત કરાવવા લાગ્યો. રાત્રીના રાણાએ દરબાર ભર્યો. રાજ્ય મહેલમાં એક મ્હોટો ઓરડો શણગારવામાં આવ્યો હતો. રોશની પણ બહુ કરવામાં આવી હતી. ઓરડામાં પોતાના વંશજોની મોટી છબીઓ ટાંગેલી હતી. એક મોટું સિંહાસન મુકેલું હતું. જેનાપર રાણો કીમતી પોષાક પહેરી બેઠો હતો. મુંછને આમળા દેતો હતો. જમણી બાજુએ દિવાન સાહેબ તથા ભાયાતવર્ગ બેઠેલા હતા. વાઘેલાઓ આવ્યા. તેમને દિવાન સાહેબે ઉઠી યોગ્ય સતકાર આપ્યો. રાણો આવો આવોના સાદથી વધાવી લેવા લાગ્યો. વાઘેલાઓને યોગ જગયાએ બેસાડયા. અરે સ્હેજ અગાડી આવો, દાદીબાના સમ અરે નાના ઠીક છે અરે આવો આવો એ તાણના શબ્દોએ કેટલોક વખત કાઢી નાંખ્યો.

રાણાએ દેશની આબાદી પુછી. લડાઇના સમાચાર પુછયા. વાઘેલા સરદારે યોગ જવાબ આપ્યો. મિતરાચારી ભરયો સબંધ રાખવા એક બીજા તરફથી વચન અપાયાં, રાણાએ સરદારને

પોશાક અપ્યો. સરદારે નજરાણું કીધુ. ખુશાલીમાં ગામમાં સાક ર વહેંચાઇ, ગરીબોને જમવાનું આલ્યું. કાલે સહુવારે ચાલવાની પરવાનગી માગી, રાણાએ ઘણી આનાકાની પછી હા ભણી સા મોડી રાતે ઘર તરફ ગયા ને દરબાર બરખાસ્ત થયો.

## ૭

## નિકળ્યા.

કેસરબાને સહુવારમાં સાસરે રીધાવવાનું હતું. આવા બખેડાના ને લડાઇના વખતમાં તથા રજપુતો નારીવાજ પ્રમાણે ફરીથી કેસરબાને પિયર જવું ઘણું અશકય હતું તેથી કેસર બાએ પીયરનું છેલ્લું સુખ માણી લેવા આખી રાત સખીઓ સાથે આનંદમાં ગાળી. આનંદની રાત વહી ગઈ, જે દીન ઇચ્છ તા હતા. તે દીનનું પ્રભાત થયું. ચોઘડીઆં વાગયાં, રાજ્યમહેલ માં ધમાલ ચાલી રહી. વડારણો દોડાદોડી કરવા લાગી. કેસ રબા સાથે જેમને જવાનું હતું. તેઓ અતિ આનંદથી ફરતી જણાતી હતી. પુરોહીતે પુજાની ગોઠવણો કરવા માંડી. કુળ દેવી વિગેરેની પુજા કરી. ડેલી અગાડી મોટી પુજાનો સમારંભ કર વામાં આવ્યો હતો. કેસરબા સ્નાન કરી, કેસ છુટા મુકી, કપાળ માં ઝીણો કુમ કુમનો ચાંલ્લો કીધો. તેણે ઘણાજ થોડાં અલંકા ર પ્હેર્યા હતા પણ તે તેની શોભા અનુપમ વધારતા. તેણીએ એક શુદ્ધ રજપુતાણીને છાજે એવો પોષાક ધારણ કરયો હતો. વડારણોથી વીંટાયેલી કેસરબા આવી રીતે પુજા કરવા આવી. પુરોહીતે શુદ્ધ અશુદ્ધ મંત્રોપચાર કરી પુજા પુરી કરી. કેસરબા માતપિતાને પગે લાગી, માતાએ આંસુ ડાળ્યાં, યોગ્ય શીખામણ આપી, કુળને એબ લગાડીશ મા, સાસરીઆનાં સુખમાં પિયર ના લાડ ભુલીશ ના વિ. વેણ કહી આંસુ આણ્યાં. રાણાની આં ખો સ્હેજ ભીની થઇ. સરખી સહીયરો બા સંભારજો, બા સં ભાળજો, એમ કહી બાના ગુણના વખાણ કરવા લાગી વૃદ્ધ વડા

રણો‌એ યોગ શીખામણ આપી ને સાસરીએ રહેવાની રીત કુળ વિગેરેની સમજણ પાડી તથા સાચવી જવા શીખામણ આપી. સૌની આંખો સ્નેહથી ભીંજાઇ ગઈ કેસરબાને બેસાડવા વાસ્તે એક મોટો રથ તઈયાર કરવામાં આવ્યો હતો. જેનાપર કસબી ઝુલો નાંખી હતી, તેમને શીંગડે રૂપાના ખોખાં ચઢાવ્યાં હતાં. ગળામાં ઘુઘરમાળ નાંખેલી હતી. બળદો પણ ડચકારા વિના ચાલ્યા જાય એવી જોડ ચોધરીએ શોધી લીધી હતી. કેસરબાને પિયર છોડવું ગમવા ન લાગયુ. પગ ભારે થવા માંડયો, પુરોહીતે ઉતાવળ કરવા કહ્યું કારણ મુહુર્ત વહી જાય છે. ચોઘડીયુ સારૂં ચાલ્યું જતું હતું. કેસરબાએ દુઃખી દીલે સૌ સાથે આંસુ ઢાળતી મોંઘીનો હાથ પકડી રથમાં બેઠી, સાથે પોતાની મોંઘીને રાખી. બીજી વડારણો, ખવાસ વિ. ગાડામાં, સગરામમાં ચાલી નીકળ્યા. સરદારે રથની આસપાસ પોતાના સ્વારો ગોઠવી દીધા. રથની દોરીઓ તણાઇ ગઈ, જાણે ખરેખરી અંધકોટડીમાં પુરયા. માનમાં તોપોના બ્હાર છુટયા થોડે લગી ગણેશરાનું માણસ વળાવા આવી પાછું ગયું. લગન પુરાંથયાં ગણેસરૂં પાછું મંદ પડ્યું.

૮

## પ્રવાસ.

ઘુઘરમાળ ઘમકતી હતી, બળદો ધીમા ધીમા ચાલતા હતા કારણ ચોધરી ખુશાલીની લહેરમાં હતા. વાઘેલાઓ માંહે માંહે ગપ્પા જુડવા લાગયા, હજામે રસ્તો ખપાવવા ચોધરી સાથે વાતો ચલાવી. જંગલની શોભા ઘણી સારી હતી. આછી આછી ટેકરીઓ આવી રહેલી હતી. તે બધી લીલોતરીથી છવાઈ રહી હતી, અંદર નાના વ્હેળીઆં વ્હેતાં હતાં તે ઘણાં રમણીય લાગતાં, હરણાંઓ, સસલાઓ, ઘુઘરાનો સાદ સાંભળી નહાસી જતા હતા તે જોવાની મઝા આવતી હતી. રસ્તાની બેય બાજુ પણ ઝાડ આવી રહયા હતા. આમ એક બાજુથી એક નદી વ્હેતી

હતી જે આમ વાંકી ચુકી થઈ રસ્તાને કાપી બીજી બાજુએ જ તી હતી. તેનાપર કાચો પુલ કાળા પત્થરનો બાંધેલો હતો. નદીમાં પાણી ઠીક હતાં પણ તાણ ઝાઝુ હતું. કેસરબા આ બધી શોભા જોતી ચાલી, મોંઘીને પણ જોતામાં આનંદ આવતો હતો. મોંઘી બોલી ' બા ! આપણે કે દી ત્યાં પહોચશું ! '

કેસરબા—' જે દી પહોચીએ તેદી ખરા, કાંઈ રસતામાં તો થોડાજ રહેવાના છીયે, પણ મોંઘી આપણી આ ખાંડાની રીત કાંઈ સારી નહી '

મોંઘી— ' બા, આપ કહો તે સાચુ, ઘણા વખતની રીત ચાલી આવે છે ? '

કેસરબા– ' પણ જુની તેમાં શું થયું, આંહી સારા નરસાની વાત છે.

મોંઘી– ' હા બા ! પણ બાપુ તોડે એમ નથીતો '

જરાક વાર થઈ એટલે હજામે તાકીદ આપી કે બા સંભાળથી બેસજો કારણ મોટો ઢાળ આવતો હતો. મોંઘી બોલી 'ભાઈ હાંકયાં રાખો, સંભાળીને બેઠા છીયે. રથ ધીમે ધીમે ઢાળ ઉતર્યો એટલે પેલો કાચો પુલ આ વ્યો તેના પરથી રથને ઉતાર્યો. નદીની પાસે એક બાવાનું ઝુપડું હતું. બાવાએ ઠાઠ ઠીક જમાવ્યો હતો. એક મહાદેવનું મંદીર પણ બાંધ્યું હતું. આસપાસ નાનો બગીચો કીધો હતો. બાવાજીએ મંદીરમાં બહુ રોશની જેવું કર્યું લાગતું હતું. બાવાજીને પુછતાં માલુમ પડયું કે તે દીવસ મહાદેવની સ્થાપનાનો હતો અને રાતના રોશની કરવાથી મહાદેવને નીરાંતની નિદ્રા આવે નહી ને ભુત પ્રેત નુકશાન કરે. સૌને કાંઈક હસવું આવ્યું. બાવાજીએ જરા ચલમ પી જવા આગ્રહ કીધો. વાઘેલાઓ જરા આના કાની કરવા લાગ્યા. હજામને મન પણ બહુ હતું. આગ્રહ કરી સઉને ઉતાર્યા. ચલમ સળગવા લાગી. ધુમાડાના ગોટા કાઢવા માંડયા, બાવાજી બોલ્યા ' કોણ હમારા બા સા

હેબ સાસરે જાય છે ? ' –હજામે જવાબ આપ્યો ' હા મહારાજ ગણોસરના રાણાના કુંવરી કેસરબા સાહેબ જાય છે ' મહારાજ આ સાંભળી ઉઠયા. અંદર ગયા. સહેજ દડીઆમાં કંઈ પ્રસાદ જેવું આણ્યું ને તે મહારાજે વડારણ સાથે બા સાહેબને વાસ્તે મોકલાવ્યું, સઉમાં કટકી કટકી વહેંચ્યું. નમન બીડીપગ તથા ભભુતી ૯વ. પણ મોકલાવ્યાં. સરદારે વખત બહુ ગયો જાણી સઉને તૈયાર થવા હુકમ આપ્યો. પાછી ઘુઘરમાળ ઘમકી. નમતો પહોર થઈ ગયો હતો. સરદારે રથ ઝડપથી હાંકવા હુકમ આપ્યો રાતના જ ગલમાં રહેવું ભય ભરેલું હતું. ચોધરીએ બળદને પરોણી ઘોચી–માતેલા બળદને પરોણી ઘોચી. માતેલા બળદ દોડયા-ને સહાંજ પડતાં પડતાં તો કુંડણીને પાદર લાવી નાંખ્યા.

૯

## કુંડણીનું પાદર.



પાદરેથી ધીમે ધીમે રથ ચાલવા લાગ્યો.–મુકામની જગ્યા સર્વ શોધવા લાગ્યા. આખર આગળ ચાલતાં ગોધી તળાવ આવ્યું સર્વને આંહી રાત વાસો કરવાનો ઠર્યો. સરદારે રથ છોડવા હુકમ આપ્યો. સૌ ઉતરી પડ્યા. ઘોડાને માલીસ કરી, દાણા પાણી નાં-ખી, સઉ લાંબા થઇ સુતા. વાળુની તૈયારીઓ થવા માંડી. મોંઘી રસોડું કરવા ગઇ. બીજી એક વૃદ્ધ વડારણ બા પાસે આવી બેઠી સહાંજનો રમણીય સુરજ ગોધી તળાવના તટપર આઘે વિરમતો હતો. તેના પ્રતિબિમ્બ તળાવના જળમાં નૃત્ય કરતાં લાગતાં હતાં પાસે લીલોતરી ઉગેલી તેના પર આછો આછો તડકો પડતો હતો જે ઘણો રમણીય લાગતો હતો, સરદાર ડાયરો ભરી બેઠા. કસું-બા ઘુંટાવા માંડયા. હજામે હુક્કા ભરવા માંડયા. કેસરબા રથમાં બેઠી બેઠી તળાવપરની શોભા જોતી હતી પક્ષીઓના કલ્લોલ તેને

આનંદ આપતા હતા. આ વખતે કુંડણીના ધણી રાણો જસવંતસીંહ રોજ પેઠે ઘોડીને પાણી પાવા આવ્યો રાણો દીલે મજબુત હતો, ઘણો જોરાવર તથા કદાવર હતો. તે રંગે ઘણોજ ગૌર હતો. તેની વાંકડીવાળી મુંછમાંજ કાંઈ જાણે આકર્ષવાનો ગુણ ભર્યો હોય તેવી રીતે લાગતી હતી. રાણાએ લાંબુ કેડીયું પહેર્યું હતું. માથે કસબી ફેંટો બાંધ્યો હતો. રાણો ઘોડી કુદાવતો કુદાવતો આવ્યો બા સાહેબ એને જોઇ રહી હતી. એવામાં રાણાની પાઘડી ડાખલીમાં ભરાયી ને નીચે ઉથલી પડી ને તેવાજ બી ચારા કેદમાં પુરાયલા તેના લાંબા કેસ ઘોડાની ગરદનપર વિખરાઈ ગયા. કેસરબા ચળીત થઇ, મોહ થયો, વાઘેલાપર તિરસ્કાર આપ્યો. ખાંડાની રીતપર વિચારવા લાગ્યો ને એ કોણ છે તે જાણવા મન થયું. કેસરબાએ પેલી વૃદ્ધ વડારણને એ કોણ છે એ ખબર કાઢી લાવવા હુકમ આપ્યો. વડારણ બોલી ' બાપુ રાજને છાજે નહી, ગમે તે હોય. '

કેસરબા—મ્હારે જાવું છે કે નહી, રાજની રીત જાણીએ છીએ.

વડારણ—શું એની સાથે ન્હાસી જવું છે. ?

કેસરબા—હા, હા, ચાલ ખબર કાઢી લાવ.

વડારણ ધાકની મારી ઉતરી–ખબર કાઢી આવીને કહ્યું કે એતો કુંડણીના ધણી રાણો જસવંતસીંહ છે. કેસરબા કાંઈ બોલી નહી. વૃદ્ધ વડારણ કાંઈ સમજી નહી. રાત્રી પડી ગઈ આઠ વાગી ગયા. બા સાહેબ સઉ જમ્યાં. મોંઘી પરવારીને આવી. તેને સમજણ આપી. તથા શું કહેવું તે સમજણ પાડી. મોંઘી જવા તૈયાર થઇ, સાથે વિરૂને લીધો, સરદાર તથા બીજા વાઘેલા બહાર ફરતા હતા તે બોલ્યા, કોણ બા સાબની વડારણ, કયાં જાય છે આટલી રાતે રાત દહાડાના આવાં ખટપટમાંજ ઉછરેલા તથા કાવત્રાંઓ કરનાર પણ પોતેજ તેમને જવાબ

શિખવો પડે એમ નહોતું. મોંઘી ઠાવકું મ્હોં રાખી બોલી સરદાર ! આંહી મહારા કાકાના દીકરા મહેરૂમલ્લ રહે છે, તેથી એમને મળવા જાઉં છું અપઘડી પરવારી તેથી મોડું થયું છે. ફીકર કરવાનું કાંઇ કારણુ નથી ભાઈ વિરૂ સાથે છે. તે જુઓને પાછા સહવારમાં મુકામ ઉપાડીએ તો વળી મળ્યા વગર રહી જઇયે, સરદારે જવા હા પાડી. મોંઘી તથા વિરૂ રાજ્યમ્હેલને દોઢીએ આવી પ્હોંચ્યા—વરધી અપાવી કે જરૂરના કામ વાસ્તે કોઇ વડારણુ હઝુરમાં આવવા ઇચ્છે છે. મોંઘીને અંદર આવવાની રજા મળી. રાણો અત્યારે મા સાહેબ પાસે બેઠો હતો, મોંઘી આવી, રાણાને મા સાહેબને સલામ કીધી, હાંફતી નીચે બેઠી.

રાણાએ પુછ્યું બાઇ ક્યાંથી આવી છે ? કોની વડારણુ છે ? શું કામ છે ? મોંઘી બેલી ઘણી ખમા રાણાને, કુંડણીના ધણીને, કામ કપરૂં છે, આપથી થાય એવું હોય તો સઘળી વાત કહું, કોઇ ક્ષત્રીયાણીનું સંકટ નીવારણુ કરવું છે.

રાણો બોલ્યો બાઈ જયાં સુધી આ ધડપર માથુ રહેશે ત્યાં સુધી તેનું સંકટ નીવારણુ કરીશ.

મોંઘી બોલી ' રાણા બંધાણા છે. હવે સાંભળો.

ઘણી ખમા રાણાને, ગણોસરાની કુંવરી કેસરબા આજે આપને પાદરે આવી મુકામ નાંખ્યો છે. બાપુ રાવળ સાથે એમનું વેવીશાળ કીધેલું છે પણુ મ્હારારાણાને જોઈ બા વાઘેલા સાથે જવા ના પાડે છે.

રાણો મોંઘીને અટકાવતો બોલ્યો ' બસ બાઈ ' હું સમજયો, એ કામ નહી થાય.

મોંઘી—' ખમા ગામના ધણીને, વચનથી બંધાયા છો. '

રાણો—' બાઈ, એ સંકટ કેમ કહેવાય, ત્હારી બાને કાંઇ ત્યાં દુઃખ છે ? '

મોંઘી સહેજ ગુંચવાણી તો ખરી પણુ સમયસૂચકતા

વાપરી બોલી- ' રાણા, જ્યાં મન ના મળે હોય ત્યાં દુઃખજ હોય ને બાપુ જ્યાં આપણે. ન જવું હોય ત્યાં લઇ જાય તે સંકટ કે કાંઇ બીજુ.'

મા સાહેબ—' બેટા ક્ષત્રીએ વચન પાળવું જોઈએ નહી તો ક્ષત્રાણી આત્મહત્યા કરે તો તે પાપ ત્હારે માથે બેસે જે ત્હારી પ્રજાને નુકશાન કરે.'

રાણો—વાઘેલા બહુ ઝેરી છે, અપમાન ખમી જાય એવા નથી. ને એક સ્ત્રી વાસ્તે પ્રજાની હેરાનગતી કરવી એ કાંઇ સારૂં નહી.

મોંઘી—આપ શુરછો, પ્રજાનું રક્ષણ કરો એવાછો, શરણે આવેલાની સહાય કરવી એ આપનો ધરમ છે.

રાણો—બાઈ કેટલી બાબતમાં ધર્મ બીજી રીતે કરવો ઘટે છે.

મા સાહેબ—બેટા ના નહી પડાય, ભાયાતોને બોલાવો ને વાત કરો, જા બાઇ માણસ સાથે ત્હારી બાને કહેવડાવ કે ફ-તેહ થઈ છે.

મોંઘીએ આવી વિરૂને કહયું કે બાને કહેજે કે મોંઘી વિજ્યી નીવડી છે. ને સરદાર એકલા આવવાનુ કારણ પુછે તો પણ કેવી રીતે સમજાવવું તે શીખવાડી મોકલ્યો. વિરૂએ આવીને વધામણી ખાધી—પસીને કાંઈક વ્હેમ પડયો પણ તે નપુંસક હતો.

---

## ૧૦

## રાજય સભા.

રાતના દસ વાગી ગયા હતા. રાણાએ અરજણ ને મંતરી

તથા ભાયાતોને બોલાવવા મોકલ્યો. અરજણ સર્વ સ્થળે રાણાનો હુકમ જાહેર કરી આવ્યો રાજ્યમાં આવા ઘણી વખત બનતા બનાવો હોવાથી કોઇને કાંઇ આ તેડામાં વધારે નવાઇ ન લાગી રાત વધવા લાગી. તમરાના અવાજ કાન ભેદતા હતા. ચંદ્રનું આછુ ચાંદરણું જગતપર છવાયેલું હતું. ધીમે ધીમે ડોલતા ડોલતા કુંડણીના ભારેખમ ગીરાસીઆ માથે લાંબા ફાળીંઆં બાંધેલ, બુકાની કસેલ, તથા કમરપર ધોતીયાં તાણેલ એવા એક પછી એક રાજ્ય મ્હેલના એક મોટા ખંડમાં એકઠા થવા માંડયા. આ ખંડ ખાનગી કચેરીનો ગણાતો હતો, તેમાં ઘણી વસ્તુઓનો સંચય કરવામાં હોતો આવ્યો, વચમાં એક મોટો ખાટલો ઢાળેલ હતો. જેનાપર રાણો ધુમ્રપાન કરતો સુતો હતો; પાસે રૂપાના દીવીઓમાં દીવા બળતા હતા. સામે એક મોટો અરીસો ટાંગેલો હતો જેમાં રાણાનું પ્રતિબીમ્બ પડતું હતું. ખવાસ કોઇ પંખા નાંખતા તો કોઈ પગ દાબતા બેઠા હતા. ત્યાંતો મંત્રી તથા બોલાવેલ ભાયાત વર્ગ આવી પહોચ્યો. સલામો થઇ, 'રામ રામ' આમ આવો, આમ આવો એમ કરતા સઉ મળી સર્વ સ્થળે યોગના પ્રમાણે ગોઠવાઇ ગયું. રાણાનું મુખ ચીંતાતુર હતું તે જોઈ એક ગીરાસીઓ બોલ્યો ખમા ધણીને અમ બેઠે રાણાને દુઃખ શું છે ?

ભુપસીંહ—' રાણા, શીદને દીલે ઘસાઓછો, શત્રુને કાપવા જેટલી શકતી હજુ કુંડણીના ભાયાતોમાં છે, હજુ કાંઈ પુરૂષત્વ ખોયું નથી.

રાણો—આ બાઇ જે કહે તે સાંભળો, એજ મારા દુઃખી દીલનું કારણ છે મોંઘીએ બધી સવિસ્તર હકીકત રજુ કરી, ગીરાસીઆ ઉછળ્યા ને જુસ્સા સાથે ગાજવા લાગ્યા એમાં શું શરણાંગતને સહાય દેવી

રાણો—'મ્હારા રાજ્ય સ્તંભો, વિચારો, એક સ્રી વાસ્તે રૈયતને કેટલી દુઃખી કરવી એ મને ઠીક લાગતું નથી.'

---

ભુપસીંહ—'ખમા ગરીબ પરવરને, રૈયત વહાલી હોય પણ કુળ લાજને એથી વધારે વહાલી ગણવી જોઈયે—એ કાંઈ તમારા એકલાનો સંયમ નથી જે આપ એને ઉડાવી મુકો—એ પૈસો એકઠા કરવામાં તો અમારા બાપદાદાએ કેટલાના લોહી રેડયાં છે ને પોતાના રેડાવ્યાં છે. હજુ કુંડણીના ભાયાતો ને કમર છે, કમરે બાંધવાના છે ત્યાં સુધી તો કેસરબાને વાઘેલાઓ લઇ શકે એમ નથી, કેમ વિરૂ શું કહે છે.

વિરસીંહ—' ભાઈ ભુપસીંહ, તારો બોલ સત્ય છે, શરણે આવેલાને ભાગોળ બહાર લઈ જાય '

રખમતસીંહ—' ખમા વિરૂભા, ચાલો એ વાઘેલાને વધેરી નાંખીએ, શી એમની તાકાત છે.

સઉ ગીરાસીયા મંડળ ગાજી ઉઠયું. હથીયારપર હાથ નંખાયા, મુછોને વળ ચઢયા. દાઢીયો સમારાઈ, ખુંખારા થયા, ટુંકામાં સર્વ લડાઇની તૈયારીઓ થઇ. મંત્રીએ જાણ્યું કે ભાયા તો શુર છે પણ રાજયનો પાકો બંદોબસ્ત કરીજ કામ કરવું ઘણું સારૂં છે એમ જાણી બોલ્યો—મારા મત પ્રમાણે મને જાવા દ્યો, બાઈને હુ હમણાં લઈ આવું છું. પછી લડવાનુ કામ તમારૂ કારણ જો હાલ લડાઈ કરવા જઈશે એકદમ તો કાંઇ બાનો વિનાશ કરે ને આપણે હાથ ઘસતા થઇયે માટે મને કામ કરવા દ્યો.

રાણો શુર હતો તેમ ડાહ્યો હતો તેને હવે ઘણું શુર ચઢયું હતું પણ તેના વયોવૃદ્ધ, ને અનુભવ વૃદ્ધ, જ્ઞાન વૃદ્ધ સવ રીતે પુખ્ત થયેલા દીવાનની સલાહ ગમી, કેટલાક જુવાનીઆને આ ગમી નહી પણ મોટાની આગન્યા રાખવી એ એમને નાનપણથી શીખવવામાં આવતું. સર્વ ગીરાસીયાયે સંમતિ આપીને ફતેહ કરી વ્હેલા પાછા આવવા કહયું. દીવાન સાહેબ તથા બે ચાર ગીરાસીયા ઉઠયા બાકીના રાણા સાથે ગપ્પા ઝુડતા બેઠા.

———

## ૧૧

## આમંત્રણ.

મંત્રી એક અરબી ઘોડાપર બેઠો, સાથે પેલા ગીરાસીયા પણુ હતા, સાથે પેલી મોંઘીને પણુ લીધી. ઘોડા ઠેકાવતા ઠેકાવતા વાઘેલાના ડેરા પાસે આવ્યા. ને માણુસ સાથે વરદી કહાવી કે દિવાન સાહેબ આવ્યા છે. વાઘેલાઓ વાળુ કરી હુક્કા ગડગડાવતા બેઠા હતા. સરવણુ નહોતો તેથી હજામ વાતો લડાવતો હતો સો હોંકારા પુરતા હતા. કવિત, દુહા, ટુચકાનો રંગ ચાલી રહ્યો હતો ત્યાં વરદી આવી. સરદાર તથા બધા ભાયાત ઉઠી સામા તેડવા ગયા. દિવાન સાહેબને આદર પુર્વક તેડી લાવ્યા. કુશળતાના સમાચાર પુછયા, દિવાન સાહેબ બોલ્યા સરદાર આ તમે બહુ ખોટું કીધુ. આ તમને છાજે નહી, બીજો કોઈ હતે, ખરે કહુ છું કે અમારા ભાયાતો આ અપમાન વાસ્તે માથાં ઉતારી લેત, પણ આપ તો સમજુ છો, આમ ઉતારા કરવા તમને સારા લાગે કે, બાપુ રાવળ જાણે તો વાંક કહો ના નીકળે, બધો મિત્રાચારી નો સંબધ તુટી જાય, ચાલો ઉઠો દરબારમાં મેમાનગીરી લઈને જાઓ

સરદાર—'દિવાન સાહેબ, બહુ ઉપકાર થયો, ભુલ થઈ, માફી ચાહીયે છીએ, ને હમારે સ્હવારમાંતો ચાલવુ છે માટે આપની મેમાનગીરી સ્વીકારી શકતા નથી'

દિવાન—'સરદાર તમે બ્હારવટીઆ બેઠેલાં એટલે ત્હાડતડકો જાણો નહી પણઆ ફુલને લઈ જાઓ છો તેની તો સંભાળ ગઈ હા બેન આતંબુમાં આખી રાત કાઢવી શુ કાંઈ સ્હેલી વાત છે, ચાલો ડેરા ઉપાડો.

સરદાર—માફ કરો, માફ કરો મહેરબાન, આપની તસ્દી માટે આભાર માનું છું.

દિવાન—સરદાર, નાક જાય અમારૂં નાક જાય જો વાઘેલાની મેમાનગીરી ન થાય તો, પાદરે આવેલા પાછા જાવા કેમ દેવાય?

સરદાર મરડાટ સમજ્યો નહી, કાવત્રાંની ખબર પડી નહી. વ્હાડ વાતી હતી તેથી સૌ મકાનમાં જવા ઈચ્છતા હતા. સરદારે બહુ દિવાનને સમજાવ્યો પણ વાણીઆ એકનો બે થયો નહી ને વધુમાં બોલ્યો સરદાર લખીદો કાગળ, ત્યાં રાવળને કે કુંડણીની મેમાનગીરી લઇ શુભ મહુરત જોઇ ચાલશું.

સરદારે સર્વને તૈયાર થવા હુકમ આપ્યો. ડેરા તંબુઓ ઉપડયા. રથ ઉપડયો, ઘુઘરમાળ ઘમકી શીયાળવું રડયું, સરદારના ડાબી આંખ ફરૂકી. સરદારે કહયું. રથ હાંકશો માં. શુકન બહુ ખરાબ થયા છે, ઉત્તર બાજુએથી આવવું પડે છે માટે જરૂર જીવતા ઘેર જાઇયે તેમ નથી માટે રથ ફરવી હાંકો સરદાર ભણી દિવાન ગુંચવાણો, ચોધરીએ રથ વાળ્યો, કેશરબાને કંપારી છુટી, દિવાન સાહેબે સરદારને બહુ સમજાવ્યો પણ તે કાંઈ સમજ્યો નહી. દિવાને આખર જાણી એક સ્વારને દરબારમાં બેઠેલ ગીરાસીઆ હથીઆર સાથે તેડી લાવવા મોકલ્યો. સરદાર ને કાંઈ વ્હેમ પડયો રથતો ચાલવા લાગ્યો, કલાક વિતી ગયો, બળદો ખાઇ માતેલા તે પરોણી ખાતાંની સાથે એકદમ એક ગાઉ ખેંચી લાવ્યા, દિવાન સાહેબ પણ સાથે તાણુ કર્યાં જતા હતા. પણ વાણીઆની અકકલે એક ખવાસણની અકકલ જેટલું કામ નકર્યું કારણ જે રાત દીવસ જે કામમાં ઘડાતું હોય તે સારી અક્કલ દોડાવી શકે અણીનો વખત હતો વાઘેલાઓ કલાક બે કલાકમાં કુંડણીની હદ છોડી જાય એટલે સુધી તે આવી થાકયા હતા કુંડણોથી હજુ ભાયાતો આવ્યા ન હોતા, સરદારને બહુ વ્હેમ પડયો હતો, દિવાનને થયો હતો, ચોધરી બળદને ઝપાટાથી હાંકતો હતો, હવેતો મારવું કે મરવું જે થાય તે ખરૂ પણ એટલામા પ્રભુ કૃપાએ મોંઘીને અક્કલ સુજી કેશરબા તો રડતીજ હતી, તેનુ સઘળું ધૈર્ય જતુ રહ્યું તે એક નાના તકીયાને ઓઠીગણ દઇ સુતી સૂતી રડતી હતી. મોંઘી બીચારી આશ્વાસતી કહે કે કાંઈ તદબીર શોધો, હવેતો માત્ર કુંડણીની હદ એક માઇલજ રહી વાઘેલામાં હર્ષ જણાતો હતો, દિવાન

સાહેબ પાણીથી પાતળો થઈ ગયો કારણ જે તે વખતે ભાયાતો લડાઇપર ચઢયા હતા તો વાઘેલાની તાકાત ન્હોતી કે કેશરબાને પાદરથી લઈ જઈ શકે.

કેસરબા–'મોંઘી, હવે થોડા દિવસના છીયે'

મોંઘી—'બાપુ ધીરજ રાખો, તો એક તદબીર કામમાં લાવીએ

કેસરબા–'હવે ધીરજ ને તદબીર સાથે લાગાં આ કેશરની સાથે નાશ થશે'

મોંઘી–'એમ માલાઓ, ભેરવી રથની આથમણી કોર બોલેછે, મંગળ શુકન થયાં છે'

મોંઘીએ એકદમ થોડીક વારમાં બધી તદબીરની કેશરબાને સમજણ પાડીને સમજણ પાડીને એક મોટી ચીસ પાડી બોલી ઉઠી--' ભાઈ કરસન, રથ હાંકમાં, બાને કાંઈ થઇ ગયું છે, સાવ લાસ નથી. ચોધરી એ રથ ઉભો રાખ્યો, સરદારે કારણ પુછ્યુ. ચોધરીએ કારણ જે મોંઘીએ જણાવ્યુ હતુ તે જાહેર કીધું'. સરદાર ગુચવાયો ત્યાંતો મોંઘીએ બીજો મોટો ઘાંટો પાડી બોલી ઉઠી ' અરરર શુ થાશે સરધાર પ્હોંચાશે કે કેમ, બાની તબીયતતો સાવલાસ ગઈ હવે રથ હાંકશો મા, નહીતો એમની તબીયેત સાવ બગડશે ઢોંગ પુરો ઝમ્યો. સરદારે રથ છોડવા હુકમ આપ્યો દિવાનને હવે શુર છુટયુ તેણે સરદારનો ઠીક ઉધડચો લઈ નાંખ્યો સરદારને કાંઇ સુજયુ નહી, ત્હાડ તો કહે મારૂ કામ, મોટીતાપણી ઓ સળગાવવામાં આવી પણ ત્હાડ આગળ હાડ કહ્યુ કરતાં ન્હોતાં. સરદારને સવં ઠપકો દવા લાગ્યા ત્યાંતો પેલા ગીરાસીઆ પણ આવી પ્હોચ્યા દિવાન સાહેબે હા, ના કહી સમજાવ્યા.

દિવાન સાહેબ—' સરદાર, જુઓ આ મોટા ભાયાતો છે, એમનુ અપમાન તમારાથી થાય તેમ નથી માટે હવે દરબાર તરફ ચાલો'

સરદાર–' પણ હવે કાંઇ આથી રથમાં બેસાય તેમ છે ?'

દિવાન–' રથ નહીતો પાલખીમાં તો જવાશે'

મોંઘીને પુછવામાં આવ્યુ કે બા સાહેબથી પાલખીમાં બેસી પાછુ કુંડણીએ પાછા જવુ હોયતો તો રથમાં પણ જવાય એવું હતુ તેથી અંદર હા આવી કે પાલખી મંગાવો. પાલખી લેવા અકદમ સ્વારો છુટયા જોત જોતામાં એક કલાકમાં પાલખી આ-વી પ્હોંચી મોંઘી કેશરબાને લઇ અંદર બેઠી પાલખી ઉપડી, સ્વારો ચાલ્યા, વાઘેલાઓ પણ દુઃખી દીલે સાથે ચાલવા લાગ્યા થાકીને ઉધથી બીચારા વાઘેલા કાયર થઈ ગયા હતા પણ સરદાર નો હુકમ કોઇ તોડી શકે તેવુ ન્હોતુ. સ્હવારની ઠંડી લ્હેરોથી લ્હાઠના સુસવાટાએ રૂવે રૂવાં ઉભાં કરવા લાગ્યાં હજામ પણ ચોક ધરીને ગાળો દેતો ચાલ્યો આવતો હતો સ્હવારના ચાર વાગતાં લગીમાં તો પાલખી જનાન ખાનામાં પ્હોંચી ગઈ સરદારને યોગ્ય જગ્યાએ ઉતારો આપ્યો તથા દિવાન સાહેબ પણ થાકેલ હતા તેથી ઘેર જઇ આરામ લીધો

---

## ૧૨

## લગ્ન.

રાણાનું અંતપુરક એ મોટા, ઉંચા કાળા પત્થરના કોટથી વીંટાયેલ હતું અંદર ઘણા ખંડો હતા. રાણાની પહેલી વારની બાઈ મરી ગઇ હતી. ને તેની વડારણો જે સ્હેલ કર તી હતી તેઓ બધી કેશરબાની ત્હેનાતમાં આવી. મા સાહેબ પણ આવ્યાં. તે થોડીકવાર પાસે બેસી વિદાય થયાં. રાજપુરો-હીતને તેડાવવામાં આવ્યો તથા સર્વ લગ્નની તૈયારીઓ થવા માંડી. કેશરબાને લગ્નનો ઉત્સાહ તથા ઉમંગ ઉભરાવવા માંડયો. બધીતૈયારી બહુ ઝડપથી કરવામાં આવી ગાંધર્વ વિ-વાહથી કેશરબાના જીવનના કૌમાર પ્રવાહને રાણાના જીવન પ્રવાહ સાથે પુરોહીતે શુદ્ધ અશુધ્ધ જેવા આવડતા તેવા શ્લો કથી સ્હવારમાં છવાગે શુભ શુકને, દુંદુભીના નાદે હસ્ત સ

મપર્ણુ કરાવતાં ભારે આનંદના નાદ થવા લાગ્યા. વાઘેલાનો ઉતારો આઘો હતો તેથી બીચારા કાંઇ જાણી શકયા નહી, ને ખટપટી ખવાસડા કોઈને કહે એવા પણ ન્હોતા, એમને જાણ થાય તે વાસ્તે નાદ બહુ ભારે કરવામાં આવ્યા પણ રાત ની નિદ્રા, થાક વિગેરેએ તેમને જાણવા દીધું નહી. લગ્ન પુરાં થયાં, ઈનામ, શરપાવ વ્હેચાયા. સાકર વ્હેચાઇ. વાઘેલાને સરસ જમણ જમાડયાં, બીચારા તેઓ તો મેમાનગીરી સમજ્યા. મોંઘીને કેશરબાએ પોતાનો હીરાનો હાર ઇનામ આપ્યો. પોતા ની નવી વડારણોને ઇનામ આપવામાં આવ્યા. મા સાહેબ પણ રાજી થયાં. બપોર થઈ ગયા. સુર્યદેવ માથે આવ્યા. સરદારે બા સાહેબની ખબર પુછાવી પણ હજુ ઠીક નથી એવા સંદેશા આવવા લાગ્યા. સરદાર ગુંચવાયો, પોતાની સભા ભરી, સર્વની સલાહ પુછી. સર્વજણ હવે એક સ્થાયી મુકામે પડવા ઇચ્છતા હતા તેથી તેમણે તો બા સાહેબની ગમે તેવી તબીયત હોય તો પણ મુકામ ઉઠાવવા તૈયારીઓ કરવા માંડી. નમતો પ્હોર થવા આવ્યો. સરદારે કહેણ મોકલ્યું કે બા સાહેબ ચાલવાની તૈયારીઓ કરવી કારણ હજુરનો હુકમ ત્યાં જલ્દી જવાનો આવ્યો છે; માંહીથી મોંઘીયે હા પાડી કે રથ જોડાવી મોકલા વો. ઘુઘરમાળ ઘમકાવતા બળદો પોતાની પાછળ રથ ખેંચતા આવી પહોંચ્યા. રથ અંદર ગયો. ખાલી પાછો નીકળ્યો. પસી વડારણ બધો તાલ જોયા કરતી હતી. તેને વ્હેમ પડયો હતો. તેણે સરદારને વાત કરી. સરદારને સચોટ વ્હેમ હતો તેમાં આ પુર્તિ મળ્યાથી તે સબળ થયો તેણે રથમાં કોણ બેઠું છે. તે પુછયું ત્યારે કુંડણીની વડારણે જબાબ આપ્યો કે બા સા- હેબ વડારણ ને લઈ બેઠાં છે. સરદાર ઘણો વ્હેમાયો તેણે એક દમ તરવાર કાઢતાં રથની દોરી કાપી નાંખી. પડદા ઉં- ચા કરી નાંખ્યા—કરતાં બોલ્યો 'દગો, દગો' કહેતાં કહેતાં કુંડ-

ણીની તરવારો ઉછળી ને વાઘેલાઓ તૈયાર થાય તે પહેલાં તો નીક વહી ગઈ. કેટલાના જીવનસ્રોત અનંત સાગરમાં મળી ગયાં. કેટલા નધણીયાતાં થયાં. રાણાનું કાળજું આ જોઇ કપાઈ ગયું. સર્વની વ્યવસ્થા કરવાનો હુકમ આપી રાણો અંતપુરમા આવ્યો.



## ૧૩

## કેશરબા ને રાણો.

કેશરબા અત્યારે મોંઘી સાથે એક ઝુંલાપર ઝુંલતી હતી. બીજી વડારણો ખીજમતમાં હાઝર હતી, કોઇ પવન નાંખતી, કોઈ હાજી હા કરતી–ટુંકામાં સર્વ નવા બાના વ્હાલા થવા વાસ્તે પ્રયત્ન કરવા લાગી.

કેશરબા—મોંઘી, કાળશેખા વાઘેલા કપાઇ ગયા, કુંઠણીનો ગઢ આજે વિષમય થયો.

મોંઘી—હા, બા સાહેબ, પણ મારા સાંભળવા પ્રમાણે પેલી બુઢ્ઢી પસી નાસી ગઇછે, નહીતો ખબર પહોંચાડનાર બીજુ કોઇ રહયું નથી.

કેશરબા—રમખાણુ આંહી કરાવી, લોહીની નીકો વહેવડાવનાર પણ એજ.

મોંઘી—હા બા સાહેબ,

ત્યાંતો વરદી લઈ હરખાતી વડારણ આવીને બોલી 'બા સાહેબ, હઝુર પધારે છે' બીજી વડારણો સર્વ કામે વળગી. મોંઘી ઉપરથી ઉતરી નીચે બેઠી. રાણો કાંઈ ખીન્ન વદને આવ્યો. કેશરબામાં આનંદનો ઉમળકો મારયો નહી. તે શરમાઈ ગઈ, પણ મોંઘી કુમકે હતી મોંઘીએ આવકાર આપ્યો. રાણો બો

લ્યો 'મોંઘી, ત્હારી બાની તબીયત કેમ છે?' કેશરબા શરમાઈ ગઈ, લેવાઇ ગઇ, નીચું જોઇ રહી.

મોંઘી—રાણા, આપ હમારી બાને શરમાવેછો,

રાણો—મોંઘી, કદી નહી, પણ તારા જેવી ખબડદાર વડારણ મળવી બહુ મુસ્કેલ છે, તારી ચાતુરી તો ખરેખર અદભુત-જ છે, દિવાનની અક્કલે જયાં કામ ન કીધુ ત્યાં તું એક નાનીશી છોકરીએ કામ કીધું.

મોંઘી—રાણા, નિમકહલાલીના ધર્મો શીવાય બીજું કાંઇ મેં કરયું નથી.

રાણો—મોંઘી, આ તારી સતસંગત સુચવે છે.

મોંઘી—રાણા, એક મ્હારા તરફની ને બીજી મ્હારા બા સાહેબની માફી ચાહું છું.

રાણો—તારી માફી તું માગીલે. તારી બાની માફી તારી બા માગી લેશે.

મોંઘી—ખમા ધણીને, વચનથી બાંધ્યા, લોહી રેડાયા, રેડાશે, કુંડણીપર કડવાઓની કડવી નજર વિ. વા:તે માફી ચાહું છું.

રાણો—એતો માફી પત્ર કરારનું એ બક્ષાઇ ગયું છે.

મોંઘી—બા સાહેબ, આપની માફી માગી લ્યો.

કેશરબાએ બોલવા પ્રયત્ન કર્યો,: પણ ઓષ્ઠોએ છુટા પડવા ના પાડી. બોલાયું નહી, રાણો હસ્યો, મોંઘી હસી, ખીજમતની વડારણોએ સ્હેજ હાસ્ય કીધું. કેશરબાના પગ ધુજવા માંડયા, નવોઢા જે પ્રથમ લજ્જાન અનુભવે છે, તેને અનુભવવા લાગી. મુખપર રતાશ ચઢીઆવી, ન્હાસી જવાનું કરવા લાગી, નીચેથી ઉંચું જોઇ શકી નહી.

રાણો—મોંઘી જો તારી બા એમ કહેતાં તે ઝુલાપરથી ઉભા થયા ને કેશરબાને તુરત પોતાના કરપર લેતાં બોલ્યા-

રી ધ્રુજતી કેશરબા તે ઝુલાપર લાવી બેસાડી. સૌ પાછા ખીજમતમાં આવી ગયા.

---

## ૧૪

## ઝલણા.

સ્હવાર થયું, કુકડાના નાદ સંભળાણા સર્વ ધંધાદારી ઓ કામે લાગ્યા. ખેડુતો ખેતરે જવા વાગ્યા. ગોવાળીઆ ગાયો ગોંદરે લઇ જતા હતા બાઇડીઓ પાણી ભરવા કુવે જાતી હતી. તેમાં મુખ્ય વિષય કેશરબાનો હતો. ઝલણા ગામ એક મોટા પત્થરના કોટથી વીટાયેલ હતું. ગામની આસપાસ મોટી ખાઇ હતી, ગામને ચાર દરવાંજા હતા. તે ઘણા મજબુત હતા. આ ગામ વાઘેલાના તાબાનું હતું. આંહી વાઘેલાનું થાણું રહેતું, તેથી ગામ મોટું ગણાતું હતું, તેમાં વળી હાલમાં બાપુરાવળનો મુકામ પણ હતો તેથી ગામ જરા ઘણું મોટું લાગતું. જરા સવારીનો દમામ ઓરજ હતો.

બાઈ ખાંડુ ગયાને તો ઝાઝા દી થયા પણ કાંઇ કું વરીતો આવ્યા નહી.

અરે એતો હઝુર પરણીને આવ્યા છે. બધીય પંચાતતો બીજી બોલી.

અરે ગાંડી છે. વિવાહ થાય તો ખબર પડે, મારો ભાઇજ એમની પાસે છે.

'અરે સાકર વ્હેચાઇ છે.'

આમ ગપાટા ચાલી રહ્યા હતા. પસી નાસ્તી નાસ્તી વિસામો લેતી, આંહી કુવે આવી પ્હોંચી થોડુંક પાણી પીધું. હઝુર સ્વારી કયાં છે તેની ખબર પુછી.

એક બાઇ બોલી—હઝુરનું શું કામ છે, કહો હું તમને ત્યાં હમણાં મેળવી દઉં.

પસી—જે હશે તે હશે. હઝુર પાસ લઈ તો જાઓ.

બધી સ્ત્રીઓ એકઠી મળી, પસીને કનડવા લાગ્યા. સઉની ઘાનત તેની પાસેથી વાત કઢાવવી. પણ તે વાત તો કોણ જાણે ક્યાં ખુણામાં વેર તળે દબાઈ બેઠી હતી. સઉ હારી, રસ્તે વળગી કોઈએ હઝુર સ્વારીના મુકામ બતાવ્યો નહી. આખર પસી બીચારી થાકીપાકી હતી. તેથી ધીમે ચાલતાં ચાલતાં એક ઓળખાણવાળો ગીરાસીઓ મળ્યો. જેને હઝુર સ્વારીની વાત પુછી તે હઝુરમાં લઈ ગયો.

બાપુ રાવળ અત્યારે પોતાના ભાયાતોની કચેરી ભરી મળેલી છતનો આનંદ ભોગવતો બેઠો હતો. સઉ રાવળના વખાણ કરતા હતા. કોઇ કહે 'હા શું રાવળની તરવાર, તીખી છે દએ અન તો છોડે નહી. બીજો કહે હા બાપુ શું ધુમતા હતા, હું જોઈ તે છક થઈ ગયો. હુક્કા ગુડગુડતા હતા, ત્યાં દરવાને આવી વરદી આપીકે એક બાઇ ગણોસરેથી આવેલ છે. રાવળ કેશરબાની હકીકત જાણવા ઘણો આતુર હતો તેથી તેને અંદર લાવવા એકદમ હુકમ આપ્યો. પસી થાક તથા ભુખથી ડાચાં બેસીગયલા એક ડાકણ જેવી જણાતી હતી તેમાં વળી તેના ઘડપણની કરચોલીઓ ઉમેરો કરતી હતી. તેના લુગડાં પણ ધુળ ધુળ થઇ ગયલા હતા. તેની આંખો ઉજાગરાને લીધે રાતી ચોળ થઇ ગઈઓ હતી. રાવળે પુછ્યું બાઈ સરવૈયાણીને ઓળખે છે. પસી બોલી હાજી. એમની તહેનાતમાંજ હું હતી. રાવળ અધીરો થઈ બોલ્યો બોલ ત્યારે તારી બાનું શું થયું.

પસી—રાવળ બાપુ એ હવે સરવૈયાણીનો ખ્યાલ છોડો, એમણે કુળ લજવ્યું.

રાવળ—શું એણે કુળ લજવ્યું, એવું શું કામ કીધું !

પસીને જાણે કહેતાં બહુ દુઃખ થતું હોય તેમ મોટે થાંઠે રડતી બોલી બાપુ રસ્તે કુંડણીના પાદરે રાત પડાં

જવાથી મુકામ નાંખ્યો, ને કોણ જાણે શા કારણથી રાણા ઓચીંતો ચઢી આવ્યો તે સરદારને કાપી નાંખી હમારી બાને લઈ ગયા છે.

રાવળ—શું એ એક ક્ષત્રીયાણીની વટપર નહી આવે.

પસો—જયાં જેનું મન માન્યું ત્યાં વટ કેવી જો વટ હતે તો રાણા સાથે જતે તો રાણા સાથે જતે, એતો એમની પુર્ણ મરજીથી ગયાં છે.

રાવળનું આ સાંભળતાં માથું ફાટી ગયું. પસીએ પોતાની ઘરડી જીભે હાર વાલા રૂલા રાવળને કેશરબાના રૂપ, ગુણ વિગેરેથી મોહીત કરી પાણી ચઢાવવામાં કાંઈ બાકી રાખી નહી. સભા ગાજી ઉઠી. વાઘેલા શુર હતા. બળતામાં ઘી હોમાયું. ગામમાં વાતો ચાલી. જયાં તયાં શુર વાઘેલા બડબડતા હતા શું બાયલાની બાયડી લઈ ગયા છે તે સુખે ભોગવે છે. હજુ કાંઈ વાઘેલાઓએ ચુડીઓ પહેરી નથી તો લડાયક વખત હતો. લોકોમાં શૌર્ય ઝળકતું હતું, સર્વ પાસે હથીઆર રહેવાની છુટ હતી. વાઘેલા જોકે થોડોક વખત થયાંજ લડાઈમાંથી પરવારી પાછા આવ્યા હતા. પણ ફકત માનભંગનુ વેર તેમને લડવા પ્રેરતું હતું. ચારણો બારોટો ખમા રાવળને કહી નવા દુહા પાણી ચઢાવવા જોડવા લાગ્યા. વા વાતો લઈ જવા માંડી લોકોને વાતો કરવાની જડી. વિવાહને બદલે હવે ઝલણામાં વિગ્રહની તૈયારી થવા માંડી. લગ્નને લીધે કેટલાંક સગાં સ્નેહી આવેલાં તેમણે પણ ઉમેરો કીધો લગ્નની તૈયારી બધી વીખરાઈ ગઈ. કાગળો મોકલાયા. દહાડે દહાડે ઝલણામાં નવું માણસ વધતું ગયું. વણિક વર્ગ તો કોણ જાણે કયાંય સટકી ગયો હતો. પણ ગમે તે કારણ કહો કે પ્રભુ કૃપા કરો કે ગમે તે કહો પણ વાઘેલાથી બીજી લડાઈના રોકાણને લીધે કુંડણીપર નજર પણ નાંખવાની બે વર્ષ સુધી તક મળી નહી.

---

# ૧૫

## સાલગિરી.

જોત જોતામાં બે વર્ષ વહી ગયાં. આજ કુંડળી ઉત્સવમાં ડુબેલું જણાતું જતું. સૌ લોકમાં આનંદમાં નીરખાતા હતા. પાણી ભરવા જતી બાયડીઓ આજતો લાપસી રાંધી છે. પુરી બનાવી છે, એમ વાતો કરતી જતી જે વાત આજ કાંઈ સામાન્ય ઉત્સવ સુચવતો હતો. સર્વ સ્થળે આજ સારાં જમણની વાત હતી. કેમ શેઠ શું બનાવ્યું, અરે આજતો આનંદનો દિવસ છે. વણીક વર્ગ પણ આજ કાંઈ આનંદમાં ભાગ લેતો જણાતો હતો. નિમકહલાલ રૈયત બોલવા લાગી કે ભલે ભાઇ આ દીન કયાંથી, એવા દિન સદા હજો. ભાટ ચારણો 'ભલે બાપુને ભલે' ઘણું તપો ગાદી અમર રહો. એવા રાગડા તાણી દરબારગઢ આંગળ લલકારતા હતાં, આસોપાલવના માંડવાઓ ગામમાં કરવામાં આવ્યા હતા. દેવમંદીરોમાં ફુલના માંડવા વિગેરે કરવામાં આવ્યા હતા. આ સર્વનું કારણ રાણાને કેશરબાથી થયેલ પુત્રની સાલગિરીનો દિવસ હતો. આ રાણાને એ એકનો એક પુત્ર હતો. રાણાને તથા કેશરબાને ઘણોજ આનંદ હતો. મોંઘી પણ પોતાને કૃતાર્થ થતી માનતી હતી. દિવસ આનંદમાં પસાર થયો, રાતના સર્વ સ્થળે રોશની હજુરખર્ચે કરવામાં આવી. રાણો, કેશરબા તથા મોંઘી કુંવરને લઇ અગાસીમાં જોતાં બેઠાં હતાં. બાને આજ જુની વાત સાંભરી. આનંદમાં કાંઇ ખેદ જેવું જણાયું.

રાણો—કેશર, વ્હાલી કેશર તને જુની વાત તે દિવસની સાંભરે છે ?

કેશરબા શરમાઈ ગઈ, જુની વાત સાંભળી કંપારી છુટી. વાઘેલાની વાત સંભળતા બ્હી ગઈ. રાણો આ જોઇ બોલ્યો. 'કેશર, બ્હી માં, વાઘેલાની બીક હવે હલકી થઇ ગઇ છે. તે

દો વહી ગયા. રાવળની તીખાશ હવે કાંઇકજ રહી છે, ને હવે જો રહી હશે કાંઈ પણ તો તેને કુંડણી પુરૂં પડશે.

મોંઘી--બા, કુંડણીના ભાયાતો બહુ શુર છે. વાઘેલાને પુરમાં તાણી જશે.

રાણી—કેશર, રાવળ હજુ તને સાંભરે કે, મને લાગે છે તને તેનાપર કાંઇક દયા આવે છે.

કેશરબા—મ્હારા રાણા, એનાપર સ્ત્રી સ્વભાવને લીધે કાંઇક દયા આવે છે નહીતો બાકી મારા ભુતકાળના ભવિષ્ય પતિ જાણી કાંઈ હસવું આવે છે.

સૌને હસવું આવ્યું. વર્ષનો દિવસ કુમાર પણ જાણે સમજ્યો હોય તેમ તે પણ હસ્યો.

મોંઘી—બા, પસી પેલાની વતી ગઇ તે ખરેખર વાઘેલાને પાણી ચઢાવી આંહી ખેંચી લાવશે. પ્રભુ કરેને રસ્તામાં એ બુઢ્ઢીની મહાન પ્રભુ જીવન દોરી તોડી નાંખે.

રાણો--જખ મારે છે, વાઘેલાથી કોણ ડરે છે. મારા શુરા સરદાર એક એકને વિણીને પુરા પડે એવા છે--જરાક ભવિષ્ય ભાખ તો રાણી-આ ન્હાનો કુમાર પણ વાઘેલાપર વેર લેવાનેજ જન્મ્યો છે. કેશરબાને વાત સાંભળતા કંપારી છુટી. અપ શુકન ગણ્યા. મોંઘી આ જોઈ બોલી ખમા બાપુને, બાપુ હવે આ વાત બંધ કરો, મોરી બાઇ બ્હીએ છે. રાણાએ આ વાર્તા પ્રસંગ બંધ કીધો. કાંઈ આડી અવળી વાતો ચાલી એવામાં વાળ્યાનો સમય સૂચવતા ચોઘડીઆં વાગયાં. સર્વ શયન ગૃહ તરફ વળ્યાં.

---

૧૬

# યુદ્ધ સમાચાર.

રહેવાર થતાંજ ચોઘડીઆં વાગ્યાં સુર્ય દેવનાં આછાં કીરણ પુર્વમાં દેખાવા લાગ્યાં. વૃક્ષો પણ આનંદમાં ડોલતા લાગતાં હતાં. ગામ રોજ પેઠે નિત્ય ક્રમમાં પરોવાઇ ગયું હતું. એક દમ ઓચીંતા તોપોના બ્હાર સંભળાયા. ગામમાં ખળભળાટ થયો. દરવાને ખબર કાઢવા માણસ મોકલ્યા કે કુંડણીને માથે કોણ ને કયો દુશમન ગાજે છે ! ત્યાં તો સવાર ખબર લઈ આવ્યો કે 'વાઘેલા તીડની પેઠે ઉભરાય છે. આપણાં બધા અગાડીના ગામ ઉજડ કરીનાંખ્યા છે, ને જોત જોતામાં હમણાં ગામમાં આવશે.' દરવાને આ સાંભળતાં તરત દરવાજા બંધ કરવાનો હુકમ બધી જગ્યાએ મોકલાવી દીધો. રાણાને પણ પેગામ મોકલ્યો. સર્વ આશ્ચર્ય પામ્યા કે કહેણ વગર લડાઇ થાય નહી. તરેહ તરેહની ગપો ગામમાં ઉડવા લાગી. રાણાના દોઢીના દ્વાર અગાડી રોજના શાંત નાદ બદલે રણતુર વાગવા લાગ્યા. ભાટ ચારણો રોજના સુખાયશના ગીતને ઠેકાણે શુર ચઢાવે તેવા દુહા બોલવા લાગ્યા. રાણો આ લડાઈ સુચક સાદ સાંભળી ઉઠયો. કેશરબા ઉઠી. ખબર કાઢતાં માલુમ પડયું કે વાઘેલા આજ કુંડણીને માથે ગડગડે છે. રાણો એકદમ બહાર આવ્યો. કુંડણીના ભાયાતો તો કયારના તૈયાર થઇ ઘોડા હણહણાવતા. હથીઆરો ખડખડાવતા ઉભા હતા. રાણાને સર્વ લડાઈ માટે આનંદતા જોઇ ઘણોજ હર્ષ થયો. મુખ્ય ભાયાતોની એક નાની સભા જેવી ભરી. તેમાં ભુપસીંહને પુવ તરફનાં દરવાજા પર મોકલવામાં આવ્યો, ત્યાં તેનું કાર્ય વાઘેલાના સરંજામ જે ત્યાંથી આવતો તેને અટકાવવાનું તથા કુંડણીની કુમકે આવતા લશકરને સહી સલામત ગામમાં પેસાડવાનું હતું. રામમતસીંહ દક્ષિણ દરવાજે ગયો, ત્યાં તેનું કાર્ય બાપુ

રાવળના સગા બાબુની ટુકડીને રાવળ સાથે જોડાતાં અટકાવવાનું હતું. મોહનસીંહને ઉત્તર દરવાજે રાજયના રક્ષણ માટે લશકર લઈ જવા ઠરયું, ને પશ્ચિમ દરવાજે જયાં સામે વાઘેલાઓ આવતા હતા, ત્યાં રાણાએ ઉભો રહેવાને કબુલ કરયું. હુકમ થતાં લસ્કરના વિભાગ થઈ ગયા. સૌ સૌ પોત પોતાના સરદાર નીચે જુદે સ્થળે કુચ કરવા મંડી ગયા. ગામમાં નાસ ભાગનો દેખાવ થઈ રહયો, પણ આંહીથી નાસીને ત્યાં જાય ત્યાંથી ત્યાં જાય એવું હતું. ગામમાં કેશરબાને છુટે મોઢે ગાળો દેવા લાગ્યા. આજ મોંઘી બતરીશીયે ચઢી રાણો લડાઈમાં જતાં પહેલાં એક-વાર અંતપુરમાં આવ્યો.

---

૧૭

## કેશરબા.

આજે સર્વ સ્થળ શાંત હતું. રાણો ધીમા કદમથી આવ્યો કેશરબા પણ ઉદાસી રહેરે ઝુલાપર બેઠી હતી. મોંઘી આશ્વસના કરતી હતી. ધીરજ આપતી હતી. બીજી વડારણો પણ ખીજમ-તમાં ભરી હતી, પણ કેશરબાને ગોઠતું નહોતું. રાણાને જોતાંજ કેશરબા ગળે બાઝી પડીને થડકતે સાદે બોલી ‘ રાણા રાણા શું તે દિન આવ્યો ’ ‘ વ્હાલી કેશર, ભલે તે દિન આવ્યો, હું માગતો હતો તેનેજ આજ વાઘેલાઓ જોશે કે કુંડણીનો હાથ કેવો છે. ’

કેશરબા રડતાં રડતાં બોલી—મારા રાણા, વાઘેલા કડવા છે, વિષમય છે, તમે જાશો નહી. ખમા ધણીને સરદારો બે-ઠા છતાં મહારાજને લડવા જવાની જરૂર નથી, વ્હાલી કેશર, ક્ષત્રીયાણી થઈ આવું બોલે છે, ખરે જયારે દી ઉઠયો હોય ત્યારેજ એવું બોલાય.

'પણ મારા, મહારાજ, આજ હૈયું કહયું નથી કરતું શુકન પણ સારા થતા નથી, મને ઘોર સ્વપ્ન પણ આવ્યું હતું.'

વ્હાલી કેશર, ધૈર્ય રાખ, પ્રભુ સહાય કરનાર છે, મનુષ્યને મરવું એકવાર પછી રણમાં લડતાં શા વાસ્તે બીવું જોઇયે.

રાણા, કાલે મ્રત્યુ શ્રેય છે, અકાલે અકારૂં લાગે છે, છોડી ના જશો.

વ્હાલી કેશર, જો ફરીથી હાથીના બ્હાર ની કઝેલ દાંત અંદર પેસી જાય, સુર્ય તેની ગતી બદલે સમુદ્ર તેનો સ્વભાવિક સ્વાદ મુકે આખર પ્રકૃતીના સર્વ નિયમો બદલાઈ જાય તોપણ આ તારા વહાલા રાણાથી કદી પણ રણમાં જઇ વાઘેલાને કાપ્યા વગર રહેવાશે નહી મારી તરવાર લોહી પીવા તરસી રહી છે. દેવી ભોગ માગે છે. કેશર તું સમજે શું'

કેશરબા– 'રાણા, સરદાર ઘણાયે લડશે. પ્રભુ ન કરે ને મારા રાણાને આંચ ન આવે ને વખત છે ને આવીને કુંડણી જીત્યું તો પછી શી દશા. સીંહ મરી ગયા પછી ગુફા લઇ શું કરવું.'

રાણો–'કેશર ખોટી ઝક જવાદે, વખત વહી જાય છે, રજા આપ સુખેથી, કે મારી તરસી તરવારને કડવું લોહી આજે જાવા દે તું ખરી ક્ષત્રીયાણી છે, ક્ષત્રીની વટ જાણે છે, હઠ માકર, હઠ માકર, હઠ કરે કુળ લાજે. વ્હાલી કેશર હસ્તે ચ્હેરે તારા રાણાને લડાઇના મેદાનમાં ઘુમી વિજય કરી પાછા આવવા રજા આપ' કેશરબા ક્ષત્રીયાણી હતી, ક્ષત્રીયાણીના પેટમાં પાકેલી હતી, શુરના શબ્દો સાંભળતાં તેની રગે રગમાં શુર વ્યાપ્યું તેણે રાણાને લડાઈ માટે સજ કીધો. હાર પહેરાવ્યો 'મ્હારા રાણા, શતરૂ દળ સંહારી વ્હેલા પધારજો' કહી વિદાય કીધો. રાણો ત્યાંથી નીકળી ગા સાહેબ પાસે આવ્યો. તેમણે

આશીષ દઈ રક્ષા બાંધી 'બેટા વિજયી ની વડી વહેલા પધારજો' એમ કહી નયણે સહેજ આંસુની તસ આવી. રાણાએ અંતઃપુર ના પુરતો બંદોબસ્ત કરી તે પશ્ચિમ દરવાજા તરફ આવ્યો.

## ૧૮

## યુદ્ધ.

લડાઇ ચાલી રહી હતી. વાઘેલા ઘણા નજીક આવી ગયા હતા. ધણી વગર ઢોર સુનાં તેવી રીતે રજપુતો કાંઇ બહુ જો મબતાવી શકયા નહોતા. રાણો આવ્યો હાક વાગી. રાણાના શુરાતન ભર્યા વચને રજપુત લોહી હુકાયું. જોતજોતામાં તો વાઘેલાની પહેલી હાર તુટી. રજપુતને શુર છુટયું. ચારણોએ પાણી ચઢાવવામાં બાકી ન રાખી. રજપુતોએ ખુબ જોરથી વાઘેલાપર વરસાદ વરસાવવા માંડયો. વાઘેલા પાછા હઠયા. રાવળનુ જોર ભાગ્યું. સાંજના ચાર વાગ્યા તો અડધા વાઘેલા રણમાં ટોળાઈ ગયા, બાયડી છોકરાંને નિરાધાર કરી ચાલ્યા ગયા. રાવળના પગ હજુ વધારે ભાંગવાને ખબર આવી કે બાણુ પડયો. રાવળથી રહેવાયુ નહી મરણીઆ થઈ લડવા હુકમ દીધો. જયાં વરસાદ વરસે ત્યાં કોણ ઉભો રહે, આખર રાવળ ઘોડાને આગળ કરી બોલ્યો ' કુંડણીના ધણીના હાથ જોયા, પણ બાયલો હાથ આવો રણમાં ને આપો દ્વંદ્વ યુધ્ધ. રાણાને શુર ચઢયું. હાથ બતાવવા પોતાના થોડાક સરદારો સાથે રાણો રાવળ પાસે જવા નીકળ્યો. રાણાની ચાલથી જાણે ધરતી ધ્રુજતી હોય તેથી ઉભા ન રહેવાતું હોય તેવી રીતે વાઘેલાઓએ નાશ ભાગ શરૂ કરી દીધી વાઘેલાઓએ સામો વાઘ આવતો દીઠો. રાણાના હાથમાં તરવાર ઝમ ઝમ થતી હતી. માથે ગુલાબી ફેટો બાંધેલ હતો. કેડ કસેલી હતી. ગળામાં એક મોતીનો હાર હતો. મુછોના વળ દીધા

હતા. તેના ગોર ચહેરા પર શાર્યની રતાશ ચળકતી હતી તેનું શરીર ક્રોધે લાલચોળ થઇ ગયુ હતું. આંખોમાં પણ વૈરના અંગારા બળતા હતા. બાપુ રાવળ પણ સરખી રાતે વેર લેવા ઉકળી રહયો હતો. બાપુ રાવળ જરા શરીરે જરા સ્થુળ હતો તેથી રાણાને જે શરીર ફેરવવાનો લાગ મળતો તે રાવળને ન હતો. રાણાનું શરીર કાંઇક કસરતી હતું જયારે રાવળનું અહંકારથી ખવાઈ ગયેલ હતું. બેય પાસે આવ્યા રાવળ થડકતે સાદે બોલ્યો 'રાણા, અવિચારી કામ કરતાં વિચાર કરીએ.'

રાણો—'રાવળ, ક્ષત્રીઓની તરવાર એજ તેમના વિચાર છે.'

રાવળ—'હા, હા. જાણ્યા, શુર છો તે, તે દીવસ ભડેરા આગળ તમને નસાડ્યા હતા તે વાઘેલા કે કોઇ બીજા, શું બાયલાની સ્ત્રીઓ લઈ જઇ સુખે ભોગવવાની આશા રાખતા હતા?'

રાણો—'પુર્વજોની વાત તો ચારણ્ સંભારે, શુરના કામ નહી, તરવાર હાથમાં છે કે નહી?'

રાવળ બોલ્યો—'રાણા તું ગાજે છે. હજુ ભા રાવળના હાથ ભાળ્યા નહી હોય શરણે થાઓ સ્ત્રી પાછી સોંપો, ન્હાનુ રાજયને ખરાબ માં કરો.'

રાણાને આ વાકય સાંભળતાં ક્રોધ વાપ્યો, ક્રોધથી સાદ થડકતો હતો. તે બોલ્યો–રાવળ કાયર છે તું શુર નથી. શુરના મોઢાંમાં વચન ફેર શોભે નહી. શરણ તો હવે પ્રભુનેજ ત્હારે થવાનું છે- શું ખોટાં કહેણ મોકલી આરામ માંગતો હતો? ખરો ક્ષત્રી તો સાચા કહેણે પણ આરામ આપે છે. ત્હારી કુશળતાતો જણાઇ ગઇ, રાવળ પાછા ગામ જોવાની આશા રાખતા હો તો તે ખોટી છે, એક વાઘેલો ત્હારી ખબર લઈ જાવા જીવતો નહી રહે. તહારે માથે કુંડણો ગાજે છે.

બાપુ રાવળનું આ સાંભળતા લોહી તપ્યું—તરવાર મ્યાનમાંથી કાઢી ' તૈયાર થા ' ના બોલ સાથે એક દમ યુદ્ધ શરૂ થયું.

---

## ૧૯

## દ્વંદ્વ યુધ્ધ.



ગામમાં ખબર પડી કે યુદ્ધ આરંભાયું. દરવાને દરવાજા બંધ કીધા, ગામમાં લોકોએ નાસભાગ શરૂ કરી. રાણાના હુકમ પ્રમાણે ઉત્તર દરવાજેથી ગામ ખાલી થવા માંડયું. વાઘેલાઓને ખબર પડી હતી. કારણ ત્યાંની ટુંકડીનો એક આદમી કપાઇ ગયો હતો. જનાનખાનામાં એક મોટા કુંડમાં અગ્નિ પ્રગટાવવામાં આવ્યો. ધુમાડાના ગોટે ગોટા નીકળી ગગન ભેદવા લાગ્યા. આખા ગામની રજપુત સ્ત્રીઓ પોતાના નાના લડી નશકે એવા બાળ બચ્ચાંને લઈ એક પછી એક ત્યાં એકઠી થવા માંડી. સૌના મુખપર આનંદ હતો, શોકના ચિન્હ ન્હોતાં કારણ શુર હતાં, મા સાહેબ વિ. સૌએ તૈયારીઓ કીધી સર્વે આનંદ અથવા શોકના સમાચાર સાંભળવા ઉત્સુક થઇ બેઠા હતા. મા સાહેબે કાંઈ અનિષ્ઠ થાય તો કુંવરને નિભય જગ્યાએ મોકલી દેવાની ગોઠવણ કીધી. ચાર મજબુત ને જુની વારણોને આ કાગ સોંપવામાં આવ્યા, તેમને સોગન આપવામાં આવ્યા, તથા ઘણી સાવચેતી રાખવાની સલાહ આપી તેવીજ રીતે કુંવરની રક્ષા માટે બાર રજપુતોની પણ ગોઠવણ કીધી. તેમને કહેવામાં આવ્યું કે તેમણે મરતા સુધી પણ કુંવરની રક્ષા કરવી. કુંવરપર કુંડણીના ઉધ્ધારનો સઘળો આધાર હતો તે તેમને સમજણ પાડવામાં આવી. નીમકહલાલી તેમની નાણી જોવી હોય તેમ મા સાહેબ કાંઈ અટકયાં. ' બા,

કુંવર અમારા માણુ છે, આપને રજ પણ ફીકર કરવાનું કારણ નથી. એમ જુદા જુદા વાક્યો કહી સૌએ પોત પોતાની નીમકહલાલી બતાવી. સૌ આજ્ઞા પ્રમાણે કામ કરવા મંડી ગયા. કુંડણીના કિલ્લાપર પણ અમુક રજપુતોની સંખ્યા રહી હતી કારણ ઝહુર વ્રત આદરવું પડે તો પુરૂ થાય ત્યાં સુધી વાઘેલા કુંડણીને હાથ અડાડી ન શકે. યુદ્ધ બહુ જોશથી ચાલ્યું રાણો ને રાવળ બહુ આથડયા. રાવળ બહુ જગ્યાએ ઘવાણો હતો રાણાને પણ ઘા વાગ્યા હતા. રાણાની ચાલાકી જોઈ વાઘેલા છક થયા. રાવળની તરવાર તુટી ગઈ. રાણો એક દમ ઘા કરતાં અટકી બોલ્યો ' રાવળ, બીજી તરવાર લ્યો, શુદ્ધ ક્ષત્રી અણઘટતો લાભ કોઇ દિવસ લેતો નથી. રાવળે બીજી તરવાર લીધી. પાછું સખ્ત યુદ્ધ ચાલ્યુ. રાણાને ડાબા હાથપર જબરો ઝખમ પડયો. રાવળ બહુ બચાવતો હતો તે છતાં તે બહુ જગ્યાએ ઘવાણો હતો. લોહી વહેવાથી શકતીહીન થઇ ગયો હતો. લડવાની શકિત પુષ્કળ રહી ન્હોતી. તો પણ તે ઘણા જુસ્સાથી લડતો હતો. રાણાનો ડાબો હાથ નકામો કરી નાંખ્યો. રાણો પણ પ્રમાણમાં શકિતહીન થયો હતો તેવામાં રાવળ શકિતહીન થઇ જવાથી જમીનપર પડયો--પણ પડતાં પડતાં રાણાને ભારી ઝખમ કીધો જેનાથી રાણો પણ પડયો. એકદમ બેય તરફના તટસ્થ ઉભેલાં લસ્કર તુટી પડયાં. કુંડણીના ચાર ગીરાસીયાએ એકદમ રાણાને પોતાના ઘોડાપર લઈ એકદમ કુંડણી તરફ દોડી નીકળ્યા વાઘેલાઓ થાકી ગચા હતા, પાછળ પડી ન શકયા કુંડણીના સરદારો રાણો સહી સલામત પ્હોંચે માટે વાઘેલાના પુરને રોકવા પુર્ણ યત્ન કરતા હતા. એક દી એક કુંડણીના ભચાતો પડવા માંડયા. પણ રાણો સહી સલામત કુંડણી ભેગો થઇ ગયો. વાઘેલાઓ લડવું નીરર્થક ધારી પાછા હઠયા. બાકીના વિણેલ કુંડણીના ગીરાસીઆ હતા તેમણે માર માર કરતાં ઉત્તર તરફને દરવાજેથી ગામમાં પેઠા.

૨૦

## રાણાનું મૃત્યું.



વાઘેલાને ન્હાસ્તાં જોઇ બાપુ રાવળને અતિશય ક્રોધ ચઢયો તેમણે પાછા જવા બહુ પણ કહેવામાં આવ્યું પણ વાઘેલાઓના કુંડણીના ગીરાસીયાનું શુર જોઈ હાજાં ગગડી ગયાં હતાં, થાકી ગયા હતા. તથા ભુખ પણ બહુ સખ્ત લાગી હતી. રાણો હાથમાં ન આવ્યો જાણી રાવળને બહુ ખેદ થયો. પોતામાં શકિત નહોતી કે ગરાસીઆઓને રાણાને લઈ જતાં અટકાવે. રાણો બેભાન હતો તેને હવે કાંઇ ભાન આવવા લાગ્યું. ભાન આવતાં પાસે જોયું તો કેશરબા છુટે કેસે વીલે મોઢે ઉભેલી જોઈ 'વ.લી કેસર' 'મારા રાણા' શી દશા શું તે દિવસ આવ્યો.'

'કેસર, કેસર, આજે આપણે જગત જીત્યું છે. રાવળ પણ સરખી રીતે ઘવાયો છે, પણ જીવતો રહી ગયો એમને ખટક રહી ગયી છે, એ વેર બાલુ નાનો છે-કોણ લેશે ?'

મોંઘી–'બાપુ નિમક ...ધું છે, હલાલ કરીશું પ્રભુ કૃપાતો વેર લેવડ વશું ' મા સાહેબની સાથે છેલ્લી વાત કરી લીધી. સર્વ સ્ત્રીઓએ પોતાનું કાર્ય આરંભ્યું. ભડકા ગગનમાં ચાલવા માંડયા.

રાણામાંથી શકિત ઓછી થવા માંડી, ધીમે ધીમે શરીરની સ્તેજ થવા માંડયું. કેશરબા વાસ્તે જુદી ચીંતા તૈયાર થઇ. કુંડ-ણી રંડાણી. રાણાનો વિજયી અમર આત્મા મહાન પ્રભુની હઝુ-રમાં હાઝર થઇ ગયો. રડવા કરવાનું કયાંઇ હતું નહીં. ચીતામાં કેશરબા છુટે કેસે રાણાના શબને ખોળામાં લઈ બેઠી. ચીતા સળગી. તે રૂપ ગુણ શૌર્યની પ્રતિમા ધુમ વાટે ગગનમાં જવા માંડી.

---

# ઉપ સંહાર.

---

રાવળની ઉશકેરણીથી વાઘેલા ઉઠયા પણ તેમને હજુ શુરા કું ડણીના બાકી રહેલ ગીરાસીઆના ઘા ખમવાના હતા. કુંડણી રંડાણી હતી પણ કાંઈ ચુડીઓ નહોતી પ્હેરી. ગઢપરના રજપુતો ઘણીજ ધીરજથી વાઘેલાને મારતા હતા. ત્રાહે ત્રાહે પુકારવા લાગ્યા, પણ વાઘેલા ખુશુગ હતા તે માર ખાતાં ખાતાં પણ દરવાજા અગાડી આવી પ્હોંચ્યા. પણ રજપુતો ઘણી ધીરજથી તીરો ઉડાવી ડોકાં જુદાં કરતા હતા. વાઘેલાઓથી ઝાઝી વાર ટકાયું નહી. તેઓ પાછા હઠવા લાગયા. કુંડણીના ભાયાતોએ જયાં સુધી કુડણી ગામ ભેસે નથાય ત્યાં સુધી નમ્યું ન આપવાના સોગન લીધા. કુંડણીના રમણી રત્નો રોળાયાં, જેના ભડકા ગગનમાં પ્હોંચવા લાગયા. કુંવરને લઈને વડારણો ચાલી ગઈ. કુંડણીનું ઉતમ રત્ન કેશરબા જેને માટે કુંડણી ઉજડ થયું તે રત્ન પણ રાખમાં મળી ગયુ. રાણો જસવતસીંહ પણ રાખમાં મલીયો. મોંઘીને સાથે કુંવરને લઈ જવાનું હતું પણ પસીને મારવા વેરની ખાતર તે છુપાઇ રહી હતી. કારણ પસી સર્વ વેરનું કારણ હતું. પસી હર્ષભરી અગાડી ચાલતી હતી. કેશરબાના અંતપુરનો રસ્તો બતાવતી હતી. મોંઘીએ પસીને જોઇ, જેતાંજ પોતાની કટારથી તે બુઢ્ઢીના લોહીને ઉડાડયું. પસી બીચારી મત્યુને શરણ થઇ પડી વાઘેલા તેન પર પગ મુકી ચાલ્યા ગયા કોઈએ તેની દરકાર કરી નહી. વાઘેલાઓ કુંડણીમાં પેઠા મોંઘી નાસી બાળ કું-

ઘર પાસે ગઈ. વાઘેલા સર્વ ઉજડ ઘરમાં પેઠા, લુંટ માટે હાથ નાખવા માંડયાં. પણ હાથમાં કાંઈ આવ્યું નહી કારણ કુંડણી કાંઇ કાચું ન્હોતું તે રહેવાદે. વાઘેલા નીરાશ થયા ને આવી નકામી લડાઈ કરી પ્રાણ ગુમાયા માટે ગાળો દેવા લાગ્યા. રાવળ પણ હાથમાં કંઈ ન આવ્યાથી નીરાશ થતો મુકામ ઉઠાવી ચાલ્યો ગયો. સૌ પસીને ગાળ દેતાં હતાં. કારણ તેજ લડાઇનું કારણ હતી. વાઘેલાઓ આસપાસના ગામ પર તુટી પડ્યા. હાથ લાગ્યુ તે લઇ પાછા ચાલ્યા ગયા.



# પરિશિષ્ટ.

આ નીચેનું ગીત મ્હેં એક મીર પાસે સાંભળ્યું હતું. એ લોકો ઝાલાવાડની વાતોમાં 'ખેતા મકવાણુ'ની વાતમાં ઘણું ખરૂં આ ગીત કાંતો પ્રથમ અથવા પછવાડેથી ગાય છે.

મ્હેં આ ગીતમાંથી કેટલોક ભાગ કમી કરી નાંખ્યો છે કારણ તે એકવાર કથયલી ચીજ ફરીથી ફરીથી કથ્યા કરે છે.

આ ગીતમાંના કેટલાક શબ્દોના અર્થ પણ બરાબર થઈ શકતા નથી. તથા કેટલાક ભાગમાં સમજ પણ પડતી નથી. જેથી આ ગીતમાં ભૂલો ઘણી રહી હશે એમ લાગે છે.

+ + હાલ્યાં સાસરીયેને
　　હેને કોઇ વળાવા ન જાય
હે બાઈ પધારે સાસરીયેને
　　હેને કોઇ વળાવા ન જાય
હે ભૂપો ભાઇ આ ઘેરેથી પાછો વળેરે
　　હે બાઇ એકલડાં જાય
હેજી માથે શ્રાવણના વરસાદ
　　હે બા હમારાં એકલડાં જાય
હેજી માંજી રડેરે-રડેરે
　　હમારા હજુર ભલા હે સાજ
હે રડેરે સઉ ગામનાઓ
　　હે રડેરે સઉ બાનો સાથ
હે રથ હાલ્યો ને હોગડ હડકયું
　　હે શીઆળવું રડ્યું ઓતર હાથ
હે બા પધારે સાસરીયેને
　　માજી કહે શુકન નરસાં થાય
હે હરામીઓ કહેને હું તો જાઉં ન
　　હે રખગતીઓ આડો પડછાત
હે માજીને સહુને—દુઃખડે

ભૂપો બાઇ આઘેરો જાય

\+ + + +

હે બાઇ વળાવ્યાં સાસરીયેને

માજી થયાં રળીઆત

હે કરમ કઠોડાને ખાંડુ ખંડાણું'

બા મકવાણાને જાય

\+ + + +

હે બાએ સંદેશા કહાવીઆને

રાખો હમને રાજ

નહીતો મરશું મેલડીયે

તમને દેશ વધા પાપ

× હે મકવાણા હમને મરતાં દેખીને

ત્હને થાજો પડતાં તાપ

પાદરેથી પાછો મોકલેનો

નહી મકવાણો—કેલીડાની જાત

\+ + + +

હે ખેતે મન ધારીયુંને

આવ્યો પશ્ચિમ કોર

હે હમારી બાને લઇ ગયો

ને નાક વઢાવ્યું હો

\+ + + +

હે વાઘેલા ઉપડયાને

ખેતાને થયું જાણુ

દે, દે, કરતાં દિ વહી ગયાંને

ખેતા મરણ પરમાણુ

\+ + + +

---

**હે બાપે વડારણ મોકલી સુન ખેતા મકવાણ**
**જો ન વરૂં હું ઝાલાવરને નીક પલમે છોડુ પ્રાણ**

નવા જમાનાની નવીસોધ!! નવા જમાનાની નવીસે

# શ્રી નવીન વૈદ્યવિદ્યા

અથવા

## ઔષધ કિંવા શસ્ત્ર પ્રયોગ વિના રોગ મટાડનાર શા

## (જર્મનીના પ્રસિદ્ધ દા. લુઇ કુન્હેના "ધી ન્યુ-સાયન્સ આફ હીલીંગ" નામના પ્રખ્યાત ગ્રંથનું ગુજરાતી ભાષાંતર)

આ દેશના તેમજ યુરોપ અમેરીકા વગેરે દેશોના પ્રખ્યાત વૈદ્ય દાકતરો અને સરજનોના અનુકુળ અભિપ્રાયોથી ભરપુર, યુરોપ અને હિંદુસ્થાનની મળીને ત્રીસ પાંત્રીસ ભાષાઓમાં ભાષાંતર થયેલો આ ગ્રંથ વૈદ્યકની તદન નવીજ શોધ છે. આ ગ્રંથમાં બતાવેલા ઉપાયોથી ગમે તેવા નહિ મટી શકે તેવા ગણાતા (અસાધ્ય) અને હઠીલા રોગોને ફક્ત શુદ્ધ પાણીનાજ જુદા જુદા પ્રયોગોથી હમેશને માટે નિર્મૂળ કરી શકાય છે. કોઇ પણ જાતની દવા નહિ લેવાની હોવાથી દરદીનો દવા પિવાનો કંટાળો દુર થાયછે. તેમજ વાઢકાપ (શસ્ત્રપ્રયોગ)ની પણ મદદ લેવામાં નથી આવતી તેથી દરદીનાં અસહ્ય દુઃખ દૂર થાય છે.

એકજવાર આ ગ્રંથ લેવાથી હમેશનાં વૈદ્ય દાકતરોનાં બીલમાંથી લેનાર છુટો થાયછે, પુસ્તકમાં બતાવેલા પ્રયોગો પુરેપુરા સમજાય તેટલા માટે પુસ્તકને અંતે દરેક પ્રયોગોનાં ચિત્રો આપેલાં છે.

જે સ્ત્રિ-પુરૂષોને કેટલાક ગુપ્ત વ્યાધીના કારણે લાજ મર્યાદાનો ત્યાગ કરીને રોગ નીર્મૂળ કરાવવાને માટે વૈદ્ય-દાકતરો પાસે જવું પડેછે તેમની લાજ મર્યાદાનું આ ગ્રંથ લેવાથી પૂર્ણપણે રક્ષણ થાય છે. સાધારણ જ્ઞાનવાળાં સ્ત્રિ-પુરૂષો પણ પોતાની મેળે આ ગ્રંથને વાંચીને તેમાં દરશાવેલા પ્રયોગોનો લાભ લઇ શકે તેટલા માટે ભાષા બને તેટલી શુદ્ધ અને સરળ રાખેલી છે ઉપચારનું મુ[illegible] સાધન ફક્ત શુદ્ધ પાણીજ હોવાથી ગમે તેવી સ્થીતીમાં દરદી [illegible]ગ કરી શકે છે. આ ગ્રંથનો લાભ થોડા ખર્ચે અને નહી જેવા [illegible] મળી શકે માટે પુસ્તકની કીમત—સામાજીક આવૃત્તિ રૂ. ૩-૮ સોનેરી અક્ષર અને અમ્બોસ પાકી બાંધણી અને સુશોભિત આ[illegible] રૂ. ૪-૮-૦ રાખી છે

મળવાના ઠેકાણાં—મુંબાઇ—શા. રા. મણીલાલ છબારામ [illegible] ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ મુંબાઇ.

અમદાવાદ—ચુનીલાલ પિતાંબર ભટ્ટ. કલાર્ક—ગુજરાત કોલેજ

મહાદેવ ર[illegible]ચંદ્ર જાગુટે—[illegible] દરવાજા.